# મોહઘેલી મલિના

( નવીના જનની. )



પ્રયોજક,

**ખોજા લવજી ઝીણા**

**માસ્તર.**

( ગઢડા-કાઠીઆવાડ )



પ્રકાશક

**પઠાણ નીઝામખાન**

**નુરખાન વકીલ**

લાલદરવાજા-અમદાવાદ.



સંવત ૧૯૭૫ સન ૧૯૧૮



કીંમત ૧-૪-૦



બીજી આવૃત્તિ                    પ્રત ૫૦૦



ધી અમરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં
પઠાણ નુરખાન અમીરખાન વકીલે છાપી.
લાલદરવાજા-અમદાવાદ.

# અર્પણપત્રિકા.

મે. જનાબ,

મુરબ્બી શેઠ હાજી મુસા હાજી જુસબ મક્કી.

મુંબઇ.

(તે હાલ મક્કા શરીફ.)

આપની અમારા તરફ મહોબ્બત, લાગણી અને

ઉપકારનો બદલો વાળવા શક્તિ તો નથી,

તોપણ આ નાનકડા પુસ્તકની બીજી

આવૃત્તિ પણ આપનેજ અર્પણ

કરી આનંદ માનું

છું.

પ્રગટ કર્તા.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.



ઇ. સ. ૧૮૮૧ માં હું જ્યારે રાજકોટ ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કરતો ત્યારે મારા વિદ્યાગુરૂ મરહુમ સાક્ષર શ્રી નવલરામભાઇ કોઇ કોઇ વખતે કહેતા કે વિદ્યાના શોખીનો ઇંગ્રેજી અભ્યાસ પુરેપુરો ન થઇ શકે, તો તેણે બંગાળી ભાષા શીખવી. કારણ કે તે ભાષા શીખવી સહેલી છે અને તેમાં પુસ્તકોનો સંગ્રહ બહુ મોટો છે. આવા તે મહાત્માના બોલો મારી છાતીમાં કોતરાઇ રહ્યા હતા. અને સમય જતાં કુદરતે તે તક મને આપી. થોડી મુદત કેળવણી ખાતામાં રહીને પછી હું વ્યાપારી લાઇનમાં જોડાયો, અને ઇ. સ. ૧૮૯૫-૯૬ માં મુંબઇના બાહોશ વેપારી શેઠ ફાજલભાઇ મહેરાલી ચીનાઇ જે. પી. ની કલકત્તાની ફર્મમાં મારી ગોઠવણ થઇ અને ત્યાં જતાંની સાથેજ મને મારા વિદ્યાગુરૂના પેલા બોલો સાંભર્યા. આખર એક શિક્ષક રાખી લગભગ દોઢેક વર્ષમાં સારી રીતે શીખ્યો. આ ચોપડી તેનું પરિણામ છે. વાંચકવર્ગના હાથમાં આ ન્હાની સરખી ચોપડી મુકીને માતૃભાષાને હું પણ કાંઇક મદદ કરી શક્યો છું એવા તરંગોમાં આનંદ લઇશ.

તા. ૧-૭-૦૫
નં. ૪ સુકીઆસ લેન,
કલકત્તા.

ખોજા લવજી જીણા માસ્તર.

પ્યારા મુસલમાન ભાઈઓ—

હમારા સરદાર હઝરત સરવરે દો આલમ સ૦અ૦વ૦ના શીક્ષણના પ્રતાપથી અરબસ્તાને આફ્રીકા, યુરોપ, એશીયા ઉપર કેવો સિક્કો જમાવી દીધો છે, અને સ્પેન, રૂમ, ઇરાન જેવી મહાન સલ્તનતોને જોતજોતામાં તોડી નાખી ત્યાં ઈસ્લામનો કેવો ડંકો વગાડ્યો છે, તે જોવું હોય તો અમારૂં બહાર પાડેલું

# "અરબનો ઇતિહાસ"

અઢીસો પાનાનું ભભદાર પુસ્તક, પાકું પુઠું, સોનેરી નામ, અને ઉમદા ગ્લેઝ કાગળ ઉપર ગુજરાતીમાં છપાઇ બહાર પડી ચુકયું છે, તે જરૂર મંગાવી વાંચો. તમારા મઝહબથી સાચી મહોબ્બત ધરાવતા હોવ તો જરૂર મંગાવશો. કિંમત રૂ. ૨) પોસ્ટેજ જુદું.

---

## માંગરોલની ગાદીવાળા પીર મોટામીયાં સાહેબની લખેલી

# "રસુલે અરબી."

હઝરત એહમદે મુજતબા મોહમ્મદ મુસ્તુફા સ૦અ૦વ૦નું જીવન-ચરિત્ર વાંચવું હોય તો ઉપરની કિતાબ મંગાવો. ઘણી મહેનતે તૈયાર થએલી આ કિતાબ ગુજરાતીમાં છપાઇ બહાર પડી છે. આશકે રસુલ માટે આ એક ઉમદા તોહફો છે. કોઈપણ ઈસ્લામી ઘર આ તોહફાથી ખાલી રહેવું ન જોઇએ. ૩૭૦ પાનાં, ઉમદા પાકું પુઠું અને સારા કાગળ ઉપર છાપી છે. કિ. રૂ. ૨ા પોસ્ટેજ જુદું.

લખો—મેનેજર "પોલિટિકલ ભોમીઓ."—અમદાવાદ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના



પરમકૃપાળુ પરવર દીગારની કૃપાથી આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો સુપ્રસંગ અમોને પ્રાપ્ત થયો છે.

પ્રથમ આવૃત્તિમાં અમારા કદરદાન વાંચક બંધુઓએ અમોને જે ઉત્સાહ આપ્યો છે એ ઉત્સાહને પરિણામેજ આજે અમો બીજી આ- વૃત્તિ પ્રગટ કરી શકયા છીએ.

આ વાર્તાના લેખક રા૦ લવજી ઝીણા માસ્તરના લખાણની વાં- ચન પ્રિયતાના લીધેજ આ પુસ્તકની બીજી આવૃત્તિ આવા સુંદર કાગળ તથા ચિત્રો સહિત પ્રગટ થઇ છે અને એનું માન તેઓનેજ ઘટે છે.

મૂળ આ વાર્તાનું નામ "નરીના જનની" હતું પણ તે કેટલાક વાંચક બંધુઓને કઠિન લાગવાથી આ આવૃત્તિમાં "**મોહપેલી મલિના**" નામ રાખવામાં આવ્યું છે.

આ પુસ્તકની અર્પણ પત્રીકા પ્રથમ આવૃત્તિમાં "મુરબ્બી શેઠ મુસા હાજી જુસબ, મુંબઇ. ને આપવામાં આવી હતી અને આ બીજી આવૃત્તિ પણ એમનેજ આપવામાં આવી છે. એ સાથે અમો જણાવવાને ખુશી છીએ કે તેઓ પરવરદીગારની કૃપાથી હવે મુરબ્બી શેઠ હાજી મુસા હાજી જુસબ મક્કી, મુંબઇ. તે હાલ મક્કા શરીફના નામાભિધાનથી અલંકૃત થયા છે એ બદલ અમો અંતઃકરણપૂર્વક શુકર ગુજારીએ છીએ અને તેઓને મુબારકબાદી આપીએ છીએ.

**પ્રગટ કર્તા.**

# મોહઘેલી મલિના.

પ્રકરણ ૧ લું.

## વિભાગ પહેલો.



સુર્ય લગભગ આથમી જવાની તૈયારીમાં છે, તરંગામાં નદીના કિનારે આવેલા એક વિશાળ બગીચાની પશ્ચિમ દિશાએ સૂર્ય અસ્ત થાય છે, અને આકાશમાં માત્ર રૂપેરી રંગનાં બે ચાર વાદળાં અહીંથી તહીં ઘુમી રહ્યાં છે, નદીના બેઉ કીનારે લીલાં ઘાસનાં ખેતરો છે. કિનારા ઉપર જ્યાં સુધી માણુસની નજર પહોંચી શકે ત્યાં સુધી તેજ આંખોને આનંદ આપનારાં લીલાં ખેતરો નજરે પડે છે. દિનમણી અસ્ત થયો, રાત્રિ અને દિવસનો સંયોગ કરનાર સાયંકાળ શરૂ થયો. સંધ્યાના ચળકાટે તરંગા નદીનાં વહેતાં પાણીપર પોતાનાં કીરણો નાંખ્યાં. કિનારાનાં ઝાડે બેઠેલાં પક્ષી સંધ્યાના સંબંધે રાત્રી નજીક આવવાની ખાત્રીથી પોતપોતાના માળા તરફ જવા લાગ્યાં. જંગલમાં ચરવા ગયેલ ગાયોને ગોવાળ ઘર ભણી લાવવા લાગ્યા અને તે સાથે આનંદભેર પોતાની ગામડી ભાષાથી અનેક તરેહનાં ગાયન કરતા ગોવાળીયાઓ પોતાનાં ઘણુ

સાથે તરંગા નદી પસાર કરી ઘર ભણી જવા લાગ્યા. થોડીવારમાં ઝાડની ડાળીઓ વચ્ચે પસાર થતી નજરે એક બે ન્હાના ન્હાના દીવાનો પ્રકાશ દેખાવા લાગ્યો, અને એ રીતે સંધ્યાકાળ પુરો થતાં શાંતી આપનાર રાત્રીએ પોતાની છાયા જગતપર ફેલાવી.

એ સમયે તરંગા નદીના કિનારે એક પંદર વર્ષનો ફુટતી જુવાનીનો બાળક આ સઘળી રચના જોઇ રહ્યો છે. પુષ્પની કળી પ્રફુલ્લિત થવા પહેલાં જેમ ધીરે ધીરે ખુલતી જાય છે. યુવાવસ્થા પ્રાપ્ત થવા પહેલાં બાળકોના મનના ભાવ સઘળા એ પ્રમાણે ખુલતા જાય છે. બાહ્ય જગતની અંદરમાં જે એક બીજું અદ્રશ્ય જગત છે, તેનો કાંઇક આભાસ ઉત્પન્ન થવાની શરૂઆત એ ઉમરે થતી જાય છે. શાંતીમાં સ્તબ્ધ થયેલો બાળક કુદરતની આવી રચના એકી નજરે જોઇ રહ્યો છે, અને તેવે વખતે તેના અંતઃકરણમાં એક વિચિત્ર વિચાર પેદા થયો છે. આવી રચના તે દરરોજ જુએ છે: તરંગા નદીનું નીર તો દરરોજ એમ ઉછાળા મારે છે, સંધ્યા તો હમેશાં એ પ્રમાણે થયા કરે છે, સુંદર પુષ્પાવલીમાંથી પ્રવેશ થયેલો વાયુ સદંતર પોતાની સુગંધ કિનારે ફેલાવે છે, ગોવાળીયાઓ દરરોજ આનંદદાયક ગાયન કરે છે. એ સઘળી રચના નિરંતર થયા કરે છે પણ આજ તે બાળક વિચાર કરવા લાગ્યો કે " આવી રીતે એક દીવસ પણ સૂર્ય અસ્ત થયો નથી, તરંગા નદીનું નીર આવી રીતે કદી ઉછળતું નથી, સુગંધી પવન આવી રીતે એક દિવસ પણ વાયો નથી, અને ગોવાળીયાએ આજના જેવું ગાયન કોઇ દીવસ કીધું નથી. ત્યારે શું આ સઘળું હું નવુંજ જોઉ છું ? કે મારી નજર અથવા મારા અંતઃકરણના ભાવજ કાંઇ નવા છે ! આ શું સ્વપ્ન ?

શું પેલી એક બાલિકા હાથમાં બળતો દીવો લઇ ધાન્યના ખેતરમાં જાય છે? તેણી કયાં જતી હશે? એ સઘળાં કોણુ હશે? શું હું આ વિશાળ ધાન્ય ખેતર ઉપર જે દીવા બળતા દેખાય છે તેની સન્મુખે જે મધુર ઉજવળ પ્રદેશ દેખાય છે ત્યાં નહીં જઇ શકું? શું ખબર કે એ પ્રદેશમાં થઇને કયાં જવાતું હશે? આ સંધ્યાકાળ કયાંથી આવ્યો હશે? કોણુ મને એનું રહેવાનું ઠેકાણું બતાવી શકશે?"

એ પ્રમાણે અનેક પ્રકારના વિચાર તરંગો નદીના કિનારે બેઠેલા બાળકના અંતઃકરણમાં ઉઠી રહ્યા હતા એવા વખતમાં ઓચિંતા એક બાલિકાએ આવી તે બાળકને બોલાવ્યો, "ભાઇ!"

કુવામાંથી પાણી ભરનારી પાણીઆરી સીંચણીઆની રસી તુટતાં જેમ ઓચિંતો ઘડો ખોઇ બેસે છે; મુખમાંથી વાણી બોલનાર બોલ્યા પછી જેમ તુરતજ વચન ઉપરનો કબજો ખોઇ બેસે છે; દોરી ઉપર નાચ કરનારો નાટકકાર ધ્યાન ચુકતાંવેતજ પોતાનું સમતોલપણું જેમ ખોઇ બેસે છે તેમજ આ વિચારની લોહમાં ઘુંચાએલા બાળકને કાને જેવો 'ભાઇ' શબ્દ સંભળાયો કે તરતજ પોતાના સઘળા વિચારોને ભૂલી ગયો અને ઉંચું જોઇ સાદ કરનારનો હાથ ખેંચી પાસે બેસાડીને કહ્યું કે "બ્હેન! આજ તને અહીં આવતાં,આટલી બધી વાર કેમ થઇ? શું તું મને ભુલી ગઇ હતી?"

બાલિકાએ શાંત ભાવથી ઉત્તર આપ્યો "ના, ના, ભાઇ હું તને ભુલી નથી ગઇ. આજ મને એટલી વાર કેમ થઇ તે તું સાંભળીશ? બાપાને આજ કેટલીએક નવી ચોપડીઓ કલકતાથી આવી છે તેનાં પાનાં કાપવા મને કહ્યું જેથી હું બેઠી બેઠી પાનાં કાપતી

હતી. અને આપણા ચાકર ગોવિંદને જરા તાવ આવ્યો હતો, તેથી તેને જરા દવા ખવડાવી, તેથી આજ જરા વાર લાગી છે. પણ ભાઇ! હમણાં તું શું વિચારમાં હતો વારૂ ?"

બાળક—હું શું વિચારમાં હતો તે તું સાંભળવા ચાહે છે? મેં આજે આ જગ્યાએ સુતાં સુતાં જોયું કે કેવી રીતે આસ્તે આસ્તે સુર્ય અસ્ત પામ્યો! કેવી રીતે આસ્તે આસ્તે સંધ્યા પ્રફુલ્લિત થઇ અને પછી પાછું કેવી રીતે આસ્તે આસ્તે તે સહુ જતું રહ્યું! બ્હેન! તેં કદી સૂર્યને આથમતાં જોયો છે? કેવો ચમત્કાર બ્હેન!

બાલિકા—હા ભાઇ બહુ વાર મેં અત્રે બેઠાં બેઠાં તે સઘળું જોયું છે. એ દેખાવ બહુ ચમત્કારી હોય છે. કાલે પ્રેમકુમારી મારી સાથે આ જગ્યાએ આવી હતી. અમે બેઉએ એ સઘળી રચના જોઇ ત્યારે પ્રેમકુમારીએ મને કહ્યું હતું કે "જો બ્હેન કેવાં રૂપેરી ચળકાટનાં વાદળાં આકાશમાં આમથી તેમ ઘુમ્યા કરે છે, મને તો મન થાય છે કે એમાંથી એકાદ કડકો પકડી ઘરમાં લઇ જાઉં!" મેં કહ્યું કે એને તે કાંઇ પકડી શકાય?

કેટલીક વાર બાળક શાંત ભાવે વગર બોલ્યો બેઠા પછી બોલ્યો. "જો તો ખરી, બ્હેન! આકાશે તારા કેવા ચળકી રહ્યા છે!"

બાલિકા—પણ હેં ભાઇ એ શું સાચું છે? તે દિવસે ફઇબા કહેતાં હતાં કે જે ભલું માણસ હોય તે મરણ પછી આકાશે તારા થાય. ત્યારે મને આપણી માની વાત સાંભળે છે કે આ જે તારા દેખાય છે તેમાં એક આપણી મા હોય. ભાઇ તે કયો તારો?

બાળક—આ જે સહુથી મોટા મોટા તારા આકાશના પેલે ખુણે દેખાય છે, તે માંહેનો એક તારો તે આપણી મા હશે. સત્ય

બ્હેન ! આ તારાના નીચે સુવાથી હું એટલો બધો આનંદ પામું છું કે જાણે આપણી માને ખોળે સૂતો હોઉં. એટલું સાંભળતાં બાલિકાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં તે જોઇ બાળક બોલ્યો.

" શું તને મા સાંભરી આવી ? " આ વાતથી પોતાની બ્હેન વધારે દિલગીર થશે એમ સમજીને તેણે મા સંબંધી વાત મુકી દીધી. બ્હેનનો હાથ પકડી જરા નજીક બેસાડી પુછયું. બ્હેન કાલે તને જે લેસન આપેલું તે તૈયાર કર્યું વારૂ ?

બાલિકા--" હા. "

બાળક--વારૂ બોલ જોઉં બ્હેન ભણવામાં તું વધારે કુશળ, કે પ્રેમકુમારી ?

બાલિકા--પ્રેમકુમારી. તે મારા કરતાં પોતાનું લેસન જલદી તૈયાર કરી શકે છે તથા તેનું લખાણ પણ મારાથી સારૂં.

બાળક--ચાલ બ્હેન, હવે આપણે ઘેર જઇએ. રાત્રી ઘણી ગઇ છેતેમ ગોવિંદને તાવ આવ્યોછે તેથી તે બોલાવવા આવી શકશે નહીં ને વાર થવાથી વખતે ફઇબા ચિંતા કરશે.

એ પ્રમાણે બોલી, ભાઇ બ્હેન અરસ્પરસ હાથ પકડી અંધારામાં શરીર સંભાળતાં ઘર ભણી ગયાં.



## પ્રકરણ ૨ જું.

રાત્રિના આશરે આઠ વાગેલા છે. કેવી સુંદર રાત્રિ ! તરંગા નદીનાં મોજાં ઉપર ચંદ્રનો પ્રકાશ પડતા હીરાની માફક ચળકાટ

મારી રહ્યો છે. કીનારાની રેતી ઉપર ચંદ્રના પ્રકાશનાં કિર્ણું પડતાં એક આનંદદાયક દેખાવ દેખાઇ રહ્યો છે. નદીમાં નહાની નહાની હોડીઓ પાણીની સપાટી ઉપર પ્રવાહની ગતિ સાથે ઊંચી નીચી કુદતી રસ્તો પકડે છે.

એવા વખતે વળી જાણે લાંબેથી કોઇ વાંસળી વગાડી ગાયન કરતું હોય એવો સ્વર સંભળાવા લગ્યો. એવા સમયે એક મુસાફર તરંગા નદીના કિનારે ઉભો ઉભો ઊંડા વિચારમાં ગરક થઇ ગયો છે. તે શું વિચાર કરે છો—

ચંદ્રમા ! ફોગટ તેં તારાં કિર્ણોની જાળ સંસારમાં ફેલાવી છે હે નદી તરંગા ! ફોગટ તું ચંદ્રને ખોળે ઉલ્હાસમાં પ્રેમગીત ગાતી મદોન્મત્ત બની સાગરને મળવા દોડે છે. હે સુગંધી વાયુ ! ફોગટ તેં કુસુમના હૃદયમાંથી ચોરી કરી સુગંધી પવન, વાટે ઘાટેને ઠેકાણે ઠેકાણે ફેલાવ્યો છે. હે ચંદ્રમા ! સંસાર ભૂમીપર તું પ્રકાશ ફેલાવી શકે છે એ સત્ય વાત, પણ આ અંતઃકરણમાં તું અજવાળું કરી શકશે !

ચંદ્રના શિતળ પ્રકાશમાં ખળખળ પાણીનાં મોજાં, કિનારે ઉભેલા અવલોકન કરનારા અંતઃકરણમાં કુદરતી રચનાનો આનંદ આપી વિચારની નીદ્રા ઉત્પન્નકરી શકે છે. હે નદી ! એ ગાયન ગાઇને તું આ ચિંતાતુર જીગરને ઉઘાડી શકીશ વારૂ ? હે શીતળ વાયુ ! મંદમંદ ગતીમાં ફેલાવો કરીને આખી પૃથ્વીને તું શીતળ કરી શકે છે, એ કબુલ કરૂં છું; પણ મોટા નીશાસામાં ઉદાસી થયેલા અને ચિંતારૂપી ચેહમાં સળગતા અંતઃકરણને તું કદી શીતળ કરીશ વારૂ ?

સંસારી વિટંબણામાં પડેલો માણસ ચારે દિશાએ અંધકાર સિવાય બીજું કાંઇ જોતો નથી. જેનું અંતઃકરણ આ સંસારે ચિંતાના તાપમાં સળગેલું છે. શોક, દુઃખના દરિયામાં ડુબેલો છે; હે ઇશ્વર ! એવા મનુષ્યને શાન્તીનું ઠેકાણું ક્યાં હશે વારૂ ?

વળી તે મનુષ્ય એક મોટો નિશ્વાસ નાખી બોલ્યો "ધન ગયું, માન ગયું, સુખ ગયું, સંપદ ગઇ, એ સઘળું ગયું પણ "સ્મૃતિ" કેમ નહિ ગઇ વારૂ ? એટલી કોશીશ કરવા છતાં ગયેલી હકીકત શામાટે ભૂલાતી નથી ? હે ભગવાન ! સઘળું જ્યારે ગયું, ત્યારે એ ચંડાળ પ્રેત મૂર્તીને આંખની આગળ શામાટે રાખી મૂકી છે વારૂ ? એ, મને ખાવા દેતી નથી, સૂવા દેતા નથી, પ્રાણ ખોલીને હસવા દેતી નથી, ખુલ્લા દીલથી બોલવા દેતી નથી, હમેશાં એ અભાગણી આંખની સામેજ ફર્યા કરે છે. હે ભગવાન ! કેવું ભયાનક દુઃખ ! હું હજી પણ સુખી થઇ શકું, બીજાને પણ સુખી કરી શકું, અને નવા ઉત્સાહથી, આનંદમય નવું જીવન પણ ઉત્પન્ન કરી શકું, પણ ક્યારે ? જો એ ચંડાળ સ્મૃતિ મારી નજરથી દુર થાય તો. જે વિશાળ મેહેલમાં સોનાના પલંગ ઉપર રેશમને બીછાને ઉંઘવાનું સુખ ભૂલી ગયો છે તેને જંગલની ઝુંપડીમાં ઘાસની પથારીપર સુવું દુઃખદાયક નથી; પણ હું તો હજુ સુધી ભૂલી શકયો નથી; હું બધું દુખતો સહન કરીશ પણ મારી.................."

વધારે વાત મુખથી બહાર નીકળી શકી નહિ, આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં ને મધ્યાવસ્થાનો પુરૂષ એક બાળકની માફક રોવા લાગ્યો.



પ્રકરણ ૩ જું.

રાત્રિના ૯ વાગેલા છે, હરીદયાળ શેઠ પોતાના ઘરની એક કોટડીમાં ખુરશી ઉપર બેઠા છે. સનમુખે એક વિશાળ ટેબલ ઉપર ગ્યાસલેટ તેલનો એક સામાન્ય દીવો બળે છે. ટેબલની બે બાજુએ એક બાળક અને એક બાળીકાની બેઠકો બેન્ચ ઉપર રાખેલી હતી. થોડી એક, એક ખૂણામાં પડેલી ખુરસીઓ સિવાય શેઠના ઘરમાં બીજો સરસામાન કાંઇ નહોતો. જે બે બાળક બાળીકા કહ્યાં, તેને આપણે ભાઇ બેન તરીકે આગળ ઓળખી ગયા છીએ. બેઉ બાળકો દેખવામાં ઘણાં સુંદર અને તેજસ્વી ચેહેરાવાળાં હતાં. તોપણ બેઉનાં રૂપનાં વર્ણન જૂદી રીતે કરી શકાય, બાળકની બે મોટી આંખો હિંમતના દેખાવને બતાવતી હતી, જ્યારે બાળીકાની બે વિશાળ આંખોમાં ધીરજ, શાંન્તી, અને મિઠાશ દેખાતી હતી.

બાળક બળવાન અને દીર્ઘાકાર, બાલીકા તંદુરસ્ત અને નરમ. બાલીકા ખૂલ્લા ગૌર વરણની; અને બાળક ઉજવળ શ્યામ વર્ણનો હતો. બેઉ સરળ જીભનાં હતાં, પણ બાળીકા જાણે દયાનીજ પુતળી. તેની બે આંખો જાણે ઇશ્વરે પારકા દુઃખમાં રડવા વાસ્તેજ બનાવી હોય એમ અનુમાન થતું. બાળીકાની વય ૧૦ વર્ષની અને બાળકની વય માત્ર ૧૫ વર્ષની હતી.

હરીદયાળ શેઠ હવે વૃદ્ધ થયા હતા. વાળ સઘળા સફેદ થઇ ગયેલા, શરીર નબળું થઇ ગયેલું, અને આંખોની શકતી પણ ઓછી થયેલી હતી. ચશમા આંખપર ન ચડાવે તો સમા માણસને ઓળખી શકતા નહી હતા. શરીરના બીજા અવયવોના પ્રમાણમાં નાક કાંઇક

મોટું ને આંખો કાંઇક ઝીણી હતી. આજ તે શેઠ પોતાના ચીરંજીવી લલીત મોહનને, મી. મીલની બનાવેલી "અર્થ શાસ્ત્ર" ની ચોપડીના એક પ્રકરણની મતલબ સમજાવતા હતા. લલીત મોહન ધ્યાન દઇને તે સાંભળતો હતો કે નહિં, તેમજ તેનો અર્થ બરાબર સમજી શકતો હતો કે નહિં તે બાબત જરા શક જેવી હતી. કારણ લલીત બાપના મોં સામું જોઇ બેઠો હતો પણ તેનું ધ્યાન બીજી જગ્યાએ હતું. તેના ડાબા હાથમાં એક બીજું પુસ્તક છુપાવેલું હતું તેમાં તે હર વખત જોયા કરતો હતો. વૃદ્ધ તે કાંઇ જાણતો નહોતો; અર્થ શાસ્ત્રની ગંભીર બાબતો તે બોલી જતો હતો. કમળા ગૌરીને એ કાંઇ ઠીક લાગતું નહોતું, તે એક ચોપડીનાં પાનાં ઉલટાવી તેનાં ચિત્ર જોતી હતી.

એવે સમે એક માણસ ઘણીજ ધીમી ચાલથી ગરીબની માફક તે ઘરમાં આવ્યો. હરીદયાળ શેઠે ચશમા કહાડીને ટેબલપર મૂક્યાં હતાં.

આસ્તે આસ્તે ચશમા નાકે ચડાવી, આવનાર માણસ સામે નીચી ગરદને તાકીને જોયું અને કહ્યું "પધારો ગુરૂ દયાળ શેઠ."

અત્રે આ વખતે ગુરૂદયાળ શેઠની કાંઇક ઓળખાણ આપવી તે વાંચનારને વધારે સગવડ કરનારી થશે. ગુરૂદયાળ શેઠ પહેલાં રતનપુર ગામના એક મોટા જમીનદાર હતા. જમીનદારી માણસને તે સમયમાં સારી આવક હેવાથી શેઠ પાસે સારો પેસો એકઠો થયો હતો; એટલુંજ નહિ પણ પોતાને રહેવાને વિશાળ ઘર, પથરની બાંધણીથી શેઠે રતનપુરમાં તેયાર કરાવ્યાં હતાં. હે વાંચકવૃંદ ! ચડતી પડતીનું ચક્કર તારી નજર પાસે અનેક વખત ફરી ગયું હશે; એ ચક્કરના ફરવામાં અનેક મનુષ્યની સ્થિતિના વિચિત્ર ફેરફાર તેં જોયા

હશે, અને તેની વધારે ખાત્રી માટે જગતનો ઇતિહાસ પ્રત્યક્ષ સાક્ષી આપે છે. આગ્રામાં જમના નદીના તીરે જગત પ્રસિદ્ધ તાજ મહેલ બંધાવનાર શાહજહાં, બાંધતી વખતે પોતાના વંશના ગૌરવમાં કેવો મદોન્મત્ત હશે, પણ મોગલ શહેનશાહતની સીમા લાવનાર ચક્રના ફેરાવાએ તે સ્થિતિમાં કેવો વિચિત્ર ફેરફાર કીધો ! એજ નિયમ પ્રમાણે આપણા ગુરૂદયાળ શેઠની સર્વ રિદ્ધી સિદ્ધી કાળ ક્રમે ચાલી ગઇ ને શેઠ તદન સામાન્ય હાલતમાં આવી પહોંચ્યા. તેમને એક કન્યા હતી તેને વાંચનાર પ્રથમથીજ ઓળખી ગયેલ છે. તેનું નામ પ્રેમકુમારી–કમળા ગૌરીની સખી. ગુરૂ દયાળ શેઠ બહુ ભલા માણસ હતા; તેની સંપતી સર્વે ઠગારા લોક છેતરપીંડી કરી છીનવી ગયા હતા. અને ઉલટું કરજ થયું હતું; તે કરજ જો તુરતમાં અદા ન કરે, તો શેઠનાં ઘરબાર વેચાઇ જવાનાં હતાં, ને તેટલાજ માટે તે શેઠ આ વખતે હરીદયાળ શેઠ પાસે કાંઇક નાણું કરજે લેવા આવ્યા હતા. જો કરજે નાણું મળે તો માગતાવાળાને આપી લાજ રાખે. વાંચનાર ! આટલી પીછાણ આપી વધારે જણાવવું જોઇએ કે તે દિવસે તરંગા નદી કિનારે જે પોતાની પાછલી સ્થિતીને યાદ કરી એક બાળકની માફક રોતો હતો તે બીજો કોઇ નહિ પણ આપણો ગુરૂ દયાળ !

ગુરૂ દયાળ શેઠ ધીરે ધીરે હરીદયાળ શેઠની પાસે આવીને ઉભા. હરીદયાળ શેઠે લલીત મોહન પાસે એક ખુરસી મંગાવી. લલીત જેવો ઉતાવળથી ઉઠવા જાય છે કે તુરત પેલી છુપાવી રાખેલી ચોપડી હાથમાંથી પડી ગઇ, તે હરીદયાળ શેઠે જોઇ. કમળા ગોરી નજીકમાં બેઠી હતી તેને કહ્યું "લાવ્ય જોઉં એ ચોપડી કઇ છે ?"

કમળા બરાબર ચિન્તામાં પડી. એક નજર ભાઇ સામે ને બીજી ચોપડી તથા પોતાના બાપની વચમાં. જો ચોપડી બાપને આપે તો ભાઇ ઉપર બાપ ગુસ્સે થાય, ને ન આપે તો બાપને ગુસ્સો આવે. કમળા મોટી વીમાસણમાં પડી. એકવાર ભાઇના મોં સામું જુએ, વળી બાપના મોં સામું જોતી ચોપડી ભણી નજર કરે પણ શું કરવું તેની સમજ પડે નહિ. એટલામાં શેઠ તપી ગયા " કેમ બેન, લાવ ચોપડી જોઉં કઇ ચોપડી છે?" કમળા સ્તબ્ધ બની ગઇ પણ એટલામાં ગુરૂ દયાળ શેઠને ખુરશી આપી લલીતે પોતે ચોપડી લઇને પીતાને આપી. શેઠ નાકે ચશમા લગાવી ધીરે ધીરે ચોપડી જોવા લાગ્યા. ડૉક્ટર ઇસ્માઇલની ઓફીસમાં ચાર આના આપી વિલાયતી એરંડીયાનો જૂલાબ પીવાથી મોંની જેવી આકૃતિ થાય તેવા ચહેરાએ ડોસે આંખોની ભમરો ચડાવી, નાકને જરા ફુલાવી, સાઠ વરસની ઉમર સુધી ઘસારો પામેલી અવાજની નળીમાંથી ભાદરવા મહિનાનાં લીલાં ઘાસ ચરનારા ભેંશના પુત્રના અવાજને અનુસરતો મોટો ત્રાંટો કહાડી કહ્યું ! "સત્યાનાશ ! સત્યાનાશ ! કેવું ખરાબ !" પછી ગુરૂ દયાળ શેઠ સામે ચશમા ચડાવેલી આંખે નીચેથી જોતાં કહ્યું- " જુઓ તો શેઠ, છોકરો કેવો મૂર્ખ ! હું જે શીખવાનું કહું તે શીખે નહિં, જે સમજાવું તે ધ્યાન આપે નહિં; અને પોતાનીજ મરજી પ્રમાણે આવાં ખરાબ નોવેલો વાંચે છે. ઘણું ખરાબ ! ઘણું ખરાબ !

ગુરૂદયાળ—વારૂ સાહેબ એ નોવેલોનાં નામ શું ?

હરી દયાળ—Sir Wolter નું Ivanhoe નામનું એક નોવેલ છે. શેઠ એ ચોપડી શું આપણને વાંચવા યોગ્ય ? એ વાંચ-

વાથી માણસ પાયમાલ થઇ જાય. ઘરધંધો ભુલી જઇ રોમન્સના રાજ્યની ઘટમાળમાં ઉતરી હાલત માત્ર ખોઇ બેસે. લલીત, સાંભળ, તને સાફ કહું છું કે કદી પણ આવી ચોપડી વાંચીશ નહીં. ફરીથી આવી ચોપડી હાથમાં જોઇશ તો તારે ને મારે પિતા પુત્રનો સંબંધ નથી, એટલાથીજ સમજી લેજે.

એમ કહીને બુઢા પણ અનુભવી નેત્રો લલીત ભણી ચશ્માના પારદર્શક કાચ મારફતે ફેરવ્યાં. લલીત ધીરે ધીરે ત્યાંથી પલાયન કરી ગયો. કમળાએ એટલામાં બાપની વાતો સાંભળતાં સાંભળતાં ટેબલપર બળતી ઝાંખી બતીની દીવેટ ઉંચી કરી, બતીને વધારે તેજવાન કીધી. હરીદયાળ શેઠની નજર બતીપર જતાં કહ્યું :"કેમ કમળા, બતીને વધારે પ્રકાશિત કીધી વારૂ ? તે દિવસની વાત ભુલી ગઈ લાગે છે. તું પણ હવે મારૂં કહેવું બરાબર માનતી નથી."

કમળા—ના બાપા, હું ભુલી ગઇ. એટલું કહી બતીની દીવેટ પ્રથમની હાલતે કરી પ્રકાશને જરા ઝાંખો કીધો કે ગ્યાસલેટનો બચાવ થાય.

---

## પ્રકરણ ૪ થું.

હરીદયાળ શેઠ ગુરૂદયાળ શેઠની સાથે બોલ્યા. "કેમ સાહેબ બીડી વગેરે તો હું કાંઇ પીતો નથી માટે માઠું લગાડશો નહિ. હું તો એ તમાકુથી તદન વીરૂદ્ધમાં છું. શું તમાકુથી કાંઇ દુનિયામાં ઓછા રૂપીઆનું સત્યાનાશ વળે છે ! એક દિવસે વર્તમાન પેપ-

રમાં મેં વાંચ્યું હતું કે તમાકુથી દર વરસે ૮૦ લાખ રૂપીઆ ખર્ચ થાય છે. કેટલી મોટી રકમને ફકત ધુમાડો ફુંકવામાંજ નાશ થાય છે! શું! વીચાર કરીએ તો એનો બચાવ ન થઇ શકે? જુઓને શેઠ, દરરોજ કેટલાં અનાથ અને ગરીબ લોક એક મુઠી દાણા માટે ભિક્ષા માગવા માટે આવે છે. અન્ન વગર કેટલાંએક સારાં માણસો ઉલટો રસ્તો પકડે છે એ સઘળાની આજીવિકા તમાકુ જેવા ફોગટ ખરચના બચાવથી ન થઇ શકે વારૂ! ફકત તમાકુના બચાવથીજ કેટલાનો નિર્વાહ ચાલી શકત? જન સમાજમાં મનુષ્યની સુખ વૃદ્ધિનો કેવો રસ્તો ખુલ્લો થયો કહેવાત? પણ માણસોના આચાર, વ્યવહાર ઘણા ખરાબ છે. બેચાર પૈસા તો તેના લેખામાંજ નથી, પણ મુર્ખ સમજી શકતા નથી. કે એ બે ચાર પૈસા કરતાં કરતાં તો ૮૦ લાખ રૂપિયા જાય છે!

ગુરૂદયાળ શેઠ જોકે હુકાના શોખીન હતા પણ આજ તમાકુના વિરૂદ્ધ આચાર્યે ઘણું સખત બોલવું સાંભળ્યું, તેથી કાંઇક બોલવાના હતા તે પણ બંધ રાખી ગુપચુપ બેઠા. તે બરાબર જાણતા હતા કે હરિદયાળ શેઠ સાથે તર્ક વિતર્કની તકરાર કરતાં કોઇ જીતી જાય નહીં તેમાં જો એ ડોસો જરા ગરમ થયો તો તો વાતજ ગઇ! માટે કાંઇ પણ તમાકુના પક્ષની વાત નહિ કરતાં મીઠાશથી બોલ્યા—

"સાહેબ! બાળ ઉમ્મરના અભ્યાસને તાબે હોવાથી હજુ સુધી તમાકુ પીવાની આદત હું છોડી શકયો નથી. બાકી તે તો છોડવીજ ભલી છે."

હરીદયાળ—સેંકડોવાર! હઝારોવાર! બાળ ઉમ્મરથી પડેલી આદત એકદમ ખસેડવી તે કહણુ તો ખરી પણ habit is over by come habit તમો જો ખરા દિલથી તેને છોડવાજ ચાહો તો ધીરે ધીરે તે બની શકે એવું છે.

ગુરૂદયાળ શેઠે તે વાતમાં પોતાના વિચાર મળતા હોય એમ જણાવવા ડોકું ધુણાવી અંતે તે વાતને બંધ કરી. પછી પોતાની વાત કાઢી. પોતાની અવસ્થા અતિશય નબળી થઇ ગયાની, સર્વ સંપત્તિનો વિનાશ થવાની અને આખર કરજ થવાની સઘળી વાત હરીદયાળ શેઠને જણાવી, પોતે કાંઇક રૂપિયા તેમની પાસેથી કરજે લેવાનો ઇરાદો જણાવ્યો. હરીદયાળ શેઠ પ્રથમ તો શાંત ચિતે એ સઘળુ સાંભળીને થોડી મીનિટ જાણે મોટા વીચારમાં પડયા હોય એમ દેખાયું. ટેબલ ઉપરનું એક પુસ્તક લઇ બે ચાર વખત પાનાં ઉથલાવ્યાં, એકાદ વખત અંદર તપાસીને જોયું અને આખરે બંધ કરીને બોલ્યા—

ગુરૂદયાળ શેઠ તમે જાણો છો કે વખત બહુ ખરાબ છે. તમારી હકીકત પરથી મને જણાય છે કે તમો કાંઇ પૈસાના ઉડાઉ અને શોખીન નહીં હતા. પણ તમારી અસાવધાનતા, અને અજ્ઞાનતાથીજ આ સમયને તમે આમંત્રણ કરી બોલાવ્યો છે. તાબાના નોકરો ઉપર તમારો હદથી વધારે વિશ્વાસ હતો, અને એ વિશ્વાસને તાબે રહેવાથીજ સઘળી દોલતનો નાશ કરી બેઠા છો. તમે જાણતા નથી કે સ્વાર્થની બીકને માટેજ સમાજોની સ્થાપના થએલી છે. મનુષ્યનો કુદરતી ખ્વાસતો પરસ્પર લડાઇ ઝગડા કરવાનોજ છે. મનુષ્ય, પશુ કરતાં પણ કુદરતી ખ્વાસમાં ઉતરતા હોય એવું લાગે છે. તમને મા-

લુમ હોવું જોઇએ કે જંગલમાં અનેક તરેહનાં પશુ વાસ કરે છે, પણ કોઇ પશુ એવાં નહિ હોય કે જે સ્વજાતિય પશુનો શિકાર કરતાં હોય. હરણ, હરણનો શિકાર કરે, કે વાઘ, વાઘનો શિકાર કરે અથવા બેલ, બેલની હત્યા કરે, આવું કોઇએ સાંભળ્યું નથી. જ્યારે મનુષ્ય જો પોતાની આખી જીંદગીમાં એક મોટું કામ કરતો હોય તો તે પોતાના મનુષ્ય ભાઇઓનો શિકાર કરવાનો છે. શું કરવાથી મનુષ્ય ફસાય, કેમ કરવાથી સામાની દોલત હું લેઇ જાઊં, કઇ ક્રિયાથી સામાની આબરૂ ભંગ થાય, શું દવાથી સામું કુટુંબ બિમાર થાય, કેવી રીતભાતથી સામાનું રાજ્ય હું મેળવું, કેવાં હથિયારો બનાવું કે જેથી એક અવાજે ૧૦–૨૦ માણુસનો સાથે નાશ થાય, આવી આવી તજવીજોમાંજ મનુષ્ય પોતાની જીંદગી પુરી કરે છે. લાખો માણુસોને લડાઇના મેદાનમાં એકઠાં થઇ આપસઆપસમાં કપાઇ મરવાના બનાવ તમે નથી વાંચ્યા? આખર માણુસોની જીંદગીના બચાવ માટેજ જન સમાજની સ્થાપના થઇ છે ને તેમાં મુળ મતલબ સ્વાર્થની સમાયેલી છે. પરસ્પરની રક્ષા માટે, પરસ્પરના લાભ માટે, ભાઇ, બંધુ વગેરે કુટુંબોની સ્થાપના થઇ છે. સ્વાર્થના સુત્રની રસીથીજ આ સંસારે સઘળાં નર નારીનાં અંતઃકરણ સંકળાયેલાં છે. સ્વાર્થ વગરનો નિઃસ્વાર્થ પ્રેમ, નિખાલસ હિતચિત્તકપણું આ સંસારે છેજ નહીં."

"માણુસોના કોઇપણ કામ લ્યો પણ તેમાં પ્રધાન સ્વાર્થ. જેમાં સ્વાર્થ ન હોય એવું નિઃસ્વાર્થી કામ આ સંસારે થતું હોય, એવું મને તો લાગતું નથી. ભાઇભાઇનો પ્યાર, તે પણ સ્વાર્થ હોય ત્યાં સુધી. માંબાપ પર હેત, તે પણ સ્વાર્થ હોય ત્યારેજ. સ્ત્રી પુરૂષનો

પરસ્પરનો પ્રેમ, તે પણ પરસ્પરના સ્વાર્થ થતાં સુધીજ. મનુષ્યનો કુદરતી ખ્વાસજ સ્વાર્થમાં ઘડાયેલો છે. મારા મહેરબાન! તમો એ નિયમથી ઉલટા ચાલ્યા છો. તમો એમ સમજતા હતા કે, પરોપકારની વૃત્તિ પેદા થવી એમાં સ્વાર્થની કાંઇ જરૂર નથી, અને એટલા માટેજ, તમારા માણુસોના હલકા ખ્વાસપર ધ્યાન નહીં આપી, બેહદ વિશ્વાસે સ્વાર્થપર ચીંતા નહીં કરતાં, પરોપકારમાંજ મચ્યા રહ્યા, તો અંતે આ સ્થિતીએ પહોંચ્યા. તેના અને તમારા અંતઃકરણને જે સ્વાર્થની રસીથી બાંધવામાં આવેલું હતું, તે રસી તો તમે તોડી નાખી; માટેજ તમારી આ દુર્દશા છે. હવે અત્યારથીજ સાવધાન થાઓ અને દ્રઢ નિશ્ચય કરો કે આ મનુષ્ય સંસારે કદી પણ વિશ્વાસ રાખશો નહીં. હું તમોને રૂ. કરજે આપવા તૈયાર છું, પણ તમો તો મારી કરજે આપવાની રીતી સારી પેઠે સમજો છો કે કાંઇ પણ કીમતી ચીજ ગીરવી રાખ્યા સિવાય, અને વસ્તુની કિમતના ૫/૮ થી વધારે નાણું હું કરજે ધીરાં શકતો નથી, તો તમો શું ગીરવી રાખવા ચાહો છો? તે મહેરબાની કરી બોલશો."

ગુરૂદયાળ, હરીદયાળ શેઠની સઘળી વાત સાંભળીને એકદમ સ્તબ્ધ થઇ ગયા. "આ સંસારે નિઃસ્વાર્થ પ્રેમ મુદલ નથી." આ વાતે તેમના દિલપર બહુ અસર કિધી. શું સ્વાર્થ હોય ત્યાં સુધીજ પ્રેમ? નિખાલસ પ્રેમ આ સંસારે નથીજ? કરજે રૂપીઆ લેવા કે નહીં એ વિચાર તેમના અંતઃકરણમાં ઘુમાવા લાગ્યો. તોફાની પવનથી દરિયાનું વહાણ જેમ સ્થિરતા પકડી શકતું નથી ને આમથી તેમ ડોલે છે તેમ, શેઠના અંતઃકરણમાં વિચાર ડોલવા લાગ્યા. કાંઇપણ સ્થિરતા થઇ શકે નહિ. અરે! પ્રેમ, તું પણ સંસારે ખોટું નાટક ભજવે છે? તું પણ સ્વા-

ર્થની રસીથી બંધાયેલો ? શોકના તાપથી દાઝેલાં, સંસારની સામગ્રીથી જર્જરી ગયેલાં, જે નદી દરિદ્ર માણસો, ઘરમાં આવી બાળબચ્ચાંના કોમળ મુખના દરશનથી અને અર્ધાંગનાના આદરભર્યા પ્રેમ આલીંગને પોતાનું હૃદય શીતળ કરે તે રસ્તા શું હવે બંધ ! ત્યારે શેને માટે આ સઘળું દુઃખ ? શાને વાસ્તે આ કરજ કરવા આવ્યો છું ? પ્રેમ, દયા, આત્મવિસર્જન એ સઘળું મિથ્યા—એ સૌ કલ્પના માત્ર—છાયા બાજી ! ત્યારે મને આ સંસારે જીવન ધારણ રાખવાનું પ્રયોજન શું ? જ્યારે હું શોક અને પરીતાપમાં પસ્તાતો અશ્રુ વિસર્જન કરીશ, ત્યારે મને શાન્તી આપનાર કોણ ? મારા માટે કોઇનું હૃદય અંતઃકરણની સોચના કરશે નહિ ? ત્યારે આ સઘળું કોના માટે ? આ સંસાર એક સ્મશાન—કબ્રસ્તાન ! હું મરતો નથી કેમ ? જગતમાં અંખ્ય મરણો થાય છે ને હું એક કેમ રહી જાઉં છું ? જ્યારે સંસારે કોઇ ચાહનાર નથી, ત્યારે એક ઝાડનું પતું, અથવા આકાશનો તારો, એ કરતાં મારી જીંદગીની સ્થિતિમાં વધુ તફાવત શો ! હું પણ એક દિવસે ઝાડના પાતરા માફક સંસાર રૂપી વૃક્ષથી ખરી પડવાનો, તેમાં દુનિયાને કોઇ તરેહની અસર થવાની નથી. આહા ! પરમેશ્વર આખરે એજ થવાનું ! એવો વિચાર કરતા કરતા ગુરૂદયાળ શેઠ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી જલદી ચાલ્યા ગયા. હરીદયાળ શેઠ વિસ્મિત થઇ બેસી રહ્યા.



પ્રકરણ ૫ મું

આ સંસારે અનેક સુંદર વસ્તુ જોઇ છે. અને જોતાં વેંતજ તે સુંદર છેકે નહિ એ આપણે કહી શકીએ છીએ; પણ સૌંદર્ય શું? તે જાણતા નથી. કઇ કઇ વસ્તુનો એકત્ર સમાવેશ થવાથી, સૌંદર્યની ઉત્પત્તિ થાયછે તે કેમ કરી કહી શકાય? આ પણ નાનું એવું કુસમ આખા બગીચાને સુગંધીત કરી રહ્યું છેકે તેના સુંદરપણાની કોણ ના કહી શકશે? પણ એજ કુસમને ડાંખળી ઉપરથી તોડી, ટુકડા કરી, તેમાં તપાસો કે કઇ જગાએ સૌંદર્ય રહેલું છે? નહીં, એ સૌંદર્ય કોઇ જોઇ શકશે નહિ. આ જે પ્રફુલ્લિત ચંપકના છોડ જેવી કામીનીઓ પોતાની મુખકાંતીથી ઘરને પ્રકાશીત કરી રહી છે; તેને બોલાવી ચલાવી, હેરાવી ફેરાવી જુઓ, ક્યાંઇ પણ સૌંદર્ય છુપાયલું હશે; નહિ નહિ છુપાએલું સૌંદર્ય તમને મળશે નહિ. દૂરથી જોતાં સુંદર, વિચારની આંખે જોતાં સુંદર, અંતઃકરણના પ્યારથી જોતાં સુંદર એ સૌંદર્ય તે શું? કોણ બોલશે! સૌંદર્ય, જે એકજ ગુણ વિશિષ્ટપદાર્થ તેમ નહિ પરસ્પર વિરોધી ગુણ વિશિષ્ટમાંજ તે દેખાય છે. પુર્ણિમાંના ચંદ્રના પ્રકાશે વસંત રૂતુમાં ધરિણિના રૂપેરી રંગના ચળકાટમાં મંદ મંદ શિતળ પવનનું વાવું, તે સુંદર. શ્રાવણ માસના વદીના પખવાડીઆમાં અંધારી કાળી મેઘલી રાત મળેલી, વરસાદના આડંબરે વાદળાંની છાંયાથી કોઇ પણ તારો કે ચાંદરણું દેખાતું ન હોય એવા સમયે વિજળીનો ચમકારો તે સુંદર. યૌવન અવસ્થાવાળી પતિ સોહાગણી, રૂપવંતી યુવતિનું મંદ મંદ હસવું, અને તેવે સમે બેઉ આંખોના પતિ સામે તિરકસ દૃષ્ટિ, તે સુંદર. તેમજ પતિ વિયોગીણી યુવતિના પુર્ણ આંસુએ ભરેલા લોચનની વિરાગ ભરી દ્રષ્ટી તે પણ અતુલ

નીય. એ સૌંદર્ય તે શું ? એ પરસ્પર વિરોધીગુણ સંપન્ન પદાર્થનું એકીકરણ શું ?

હરીપુરમાં આવેલા એક મોટા મહેલની નજીકમાં થઇને તરંગા નદી વહે છે. સંધ્યા કાળે તે મહેલની અગાશી ઉપર એક રમણી (સ્ત્રી) અગાઢ વિચારમાં બેઠી છે. નાગની ફેણ જેવો કાળો ચોટલો માથા ઉપરથી વિશાળ પીઠ ઉપર છૂટો છૂટો ફેલાયેલો છે. રમણીની ઉમર આશરે ૨૪–૨૫ વર્ષનીછે. રમણી–સુંદરીનું એ સૌંદર્ય વર્ણવી શકાય તેવું નથી, થન થન કરતા નાચી રહેલા વિચારથી અનુમાન થઇ શકે તેવું સૌંદર્ય નહિ લખનારને તે વર્ણન લખવાની શક્તિ નથી.

વસંત કાળ, ફળે, ફુલે, નવ પલ્લવે સુશોભીત થએલી પૃથ્વી રમણીય દેખાય છે. આંબાનું વન, કોકીલાના અવાજ તેમજ પ્રતિધ્વનીથી આનંદદાયક થઇ રહ્યું છે. ઉલ્હાસમાં અધીરી બનેલી તરંગા નદી મોહમય ગાયન ગાતી ગાવી ચાલી રહી છે. સામે લીલા કંચન જેવા બગીચામાં કેળનાં વૃક્ષો નવપલ્લવ થઇ રહ્યાં છે, ગામમાં કેટલાએક ખેડુતનાં ઘર હોવાથી, કેટલીએક ખેડુતની સ્ત્રીઓ, અને બાલીકાઓ, નદીપર પાણી ભરવા આવેલી છે. તેઓની પરસ્પરની વિવિધ પ્રકારની વાતચિતોથી તેમજ બાલક બાલીકાના ઉંચા અવાજે હસવાથી ચારે બાજુનો રસ્તો આનંદદાયક થઇ રહ્યો છે. કેટલાંએક બાળકો આ કાંઠે ઉભાં રહી:સામે કાંઠેનાં બાળકને લાંબા સાદથી બોલાવી રહ્યાં છે.

પણ પેલી રમણી જે નદી કીનારે આવેલા મહેલની અગાશી પર બેઠેલી છે, તેની નજર કોઇ બાજુએ નથી. આસ્તે આસ્તે નદી કિનારાનાં બાળકો પોતપોતાને ઘરે ગયાં ને કિનારો ખાલી થઇ ગયો.

દિવસ અસ્ત થવાનો વખત થયો. ખેડુત લોકોના છાપરામાં ઝાંખા ઝાંખા દિવા દેખાવા લાગ્યા પણ રમણીની એ બાજુપર દ્રષ્ટી નહોતી. તેની વિશાળ બે આંખો, આંસુએ ભરેલી, અને હૃદય દિલગીરીના દરિયામાં ડુબેલું હતું.

હે આંસુ ! જગતમાં કોઇને તારા સિવાય દેખતી નથી, તારી ગતી સર્વત્ર, શૈશવે સુંદર પ્રજા પતિ. ફુલે બેઠેલો સમજીને હોંશભેર, પ્રજા પતિને પકડવા દોડતી, પ્રજાપતિ નહિ પકડાતાં, ફુલે ફુલે ઉડી બેસતો, આખર હારીને પ્રજાપતિપર ગુસ્સો કરી રાગ કહાડી રોતી અને યૌવને બાળપણાની ફુલમય મધુમય સ્મૃતિ યાદ આવે છે. કેટલી આશા, કેટલી વાસના, અને કેટલી પવિત્રતા હતી ! સઘળી ચાલી ગઇ. એ સઘળું વિચારી જ્યાં કોઇ જોઇ શકે નહી એવું ઠેકાણું શોધી એકલી બેઠી રહું છું, અને પગલે પગલે જીવતરના રસ્તામાં જેટલી જેટલી આગળ વધું છું તો હે અશ્રુજળ ! તને સાથે લઇને ચાલુ છું. તેથીજ બોલું છું, કે હે આંસુ ! જગતમાં તારી મુલાકાત વગર કોઇ નથી, માટે તારી ગતી સર્વત્ર! એ રમણી એટલું બોલી ખૂલા હૃદયે રૂવે છે. અરેરે ! એવા સુંદર ચહેરામાં આંસુ કેમ આવ્યાં હશે ?

રમણી રૂએ છે તે વખતે એક બાલીકા પાછળ આવીને બોલી. ‘ મા તને એટલા જોરથી સાદ કરૂં છું, સાંભળતી નથી ? મારા બાપા આવ્યા છે માટે નીચે આવ ’ એટલું કહીને કોઇ કામમાં રોકાયેલી હોય તેમ તરત અગાસી ઉપરથી નીચે ઉતરવા લાગી. પાછું વાળીને માયે જોયું તો ચંચળા છોકરી માથાના કેશ છુટા મૂકી દાદરાનાં પગથીયાં ઉતરતી જલદી નીચે જતી જોઇ. મા ધીરે ધીરે આંખોનાં આંસુ લોહીને ત્યાંથી નીચે આવી.

પ્રકરણ ૬ ઠું.

×

હે વાંચનાર! એક વખત પેલા નદિ કિનારે આવેલા મહેલ તરફ તમારૂં ધ્યાન ખેંચીશ. એ વિશાળ મહેલ ભલી રીતે સજાયેલો હતો. દીવાનખાનામાં બે સુંદર પલંગ ઉપર નરમ ગાદલાંથી બે સૈયા સફેદ ચાદરે બીછાવેલી હતી. સામે એક સંગેમરમર પથરનું મેજ પડેલું હતું, કે જેના ઉપર કેટલાંક સુંદર પુસ્તકો હતાં. સામે વિલાયતી બત્તીમાં તેજસ્વી બતી પ્રકાશી રહી હતી. દિવાનખાનાની દીવાલો ઉપર સોનેરી ફ્રેમમાં કેટલાંક તરેહવાર ચિત્રો રાખેલાં હતાં, તે માહેનું સન્મુખે રહેલું ચિત્ર જોઇએ. એક અઘોર વન વિશાળ ઝાડપત્રોથી ઘેરાએલું એ વન દિવસે પણ અંધકાર જેવું બીહામણું લાગે છે. ચારે બાજુએ તાડ, તમાલ, ખજુરી, અને વિશાળ વડનાં ઝાડો ઉભેલાં છે, તેમાં કોઇ કોઇ જગ્યાએથીજ માત્ર આકાશ નજરે પડે છે. એ અઘોર ઘાતકી પશુઓનાં રહેઠાણવાળા વન મધ્યે પતી પ્રાણ, પ્રાણ પ્રીયા દમયંતી, પોતાના સ્વામી નળ રાજાની જોડે અરધુ વસ્ત્ર પહેરી સ્વામીના હાથમાંહાથ રાખી ઘોર નિંદ્રામાં સુતીછે. માથાના છૂટા થએલા વાળ છૂટા છવાયા પથારીમાં પડેલા છે બે વિશાળ ચક્ષુ ઉંઘમાં ભરેલાં છે, અને સતી જાણે વગર ચિંતાએ ઉંઘેલાં છે. સ્વામીજ પોતાનો રક્ષક, સ્વામીજ પોતાનું સર્વસ્વ, અને સ્વામીજ માત્ર વિશ્વાસની વસ્તુ. અને નળ રાજા જાણે મોટી સોચનામાં પડેલો, તેનું ધન માન, રાજ્યપાટ યશ, સૌ ચાલ્યાં ગયાં છે; અને આ વખતે એક રસ્તાના ભિખારી હાલતે છે. પોતાનું દુઃખ તે સહન કરી શકે છે, પણ જે પોતાની અર્ધાંગના, પ્રાણનો પ્રાણ, હૃદયની પૂતળી, પ્રિયતમા, પ્રાણપ્રયાનું આ દુઃખ સહન કરી શકતો નથી; તેમાં વળી થોડીજ વાર પછી

પ્રાણપ્રિયાને એ અઘોર વન મધ્યે એકેલી છોડી દેવી પડશે, એ વિષમ ચિંતાથી નળ ચારે તરફ વ્યાકુળ થયેલો છે. નિરાશ થએલો નળ શોચના કરે છે કે શા માટે આજ ઘડીએ મારૂં મરણ થતું નથી! એ છબીની નીચે કોઇ સ્ત્રીએ નીચે પ્રમાણે લખ્યું છે:—

**" છોડ ભલે સુકાઇ ગયો હોય તો પણ**
**વિંટાએલી વેલને છોડી શકતો નથી "**

વાંચનાર! હવે પેલી બીજી છબી જો.

એ તો પંચવટીનું વન છે. નાના નાના છોડ, વેલ અને પુષ્પથી ભરેલા સ્થળને શોભાવી રહ્યા છે, ફુલે ફુલે ભમરો ગણગણ કરતો ઉડી રહ્યો છે; ઝાડ તળે હરણ હરણી શિકારીની ધાસ્તી ન હોવાથી ગેલ કરી રહ્યાં છે, કોઇ ઠેકાણે વળી કળાયેલો મોર જમાનાને અનુસરી પોતાની પ્રીયા પાસે નાચી રહ્યો છે; કોઇ ઠેકાણે મીઠા સ્વરે બોલતી કોયલ વનને આનંદદાયક કરી રહી છે; સ્વચ્છ જળે સંપૂર્ણ ગોદાવરી નદી ધીરે ધીરે પોતાના પ્રવાહને ગતી આપી રહી છે; વલ્કલધારી રામચંદ્ર, સતી સિતાજીના ખોળામાં માથું મૂકી સુતા. સતીની આંખો સામું જોઇ રહ્યા છે. થોડે દૂર પોતાની પર્ણકુટીકા ( ઝુંપડી ) બતાવેલી છે, કેટલેક છેટે માહાત્મા લક્ષ્મણજી એક ઝાડ ઉપરથી ફળ પાડી રહ્યા છે; સીતાજી પણ સજળ નયને રામચંદ્રજી સામું જોતાં જોતાં જાણે એવો વિચાર કરતા હોય કે હે સ્વામીન! હે પ્રાણપતિ! " જયાં તમો ત્યાંજ મારૂં સ્વર્ગ! "

તે છબીની નીચે પણ મોટા મોટા અક્ષરે લખેલું હતું.

**" કેટલું સુખ! "**

વળી પેલી બાજુ જોઇએ એક વિશાળ બગીચો. તરેહ તરેહનાં ફુલ બગીચામાં પ્રફુલ્લીત થઇ રહ્યાં છે. ફુલે ફુલે ભમરા ગણુ ગણુ કરતા ઉડી રહ્યા છે, ડાળે ડાળે પક્ષીઓ મધુર સ્વરે ગાન કરી રહ્યાં છે, બગીચાની મધ્યે આવેલા સુંદર સરોવરમાં પદ્મ વિકાસેલું છે; અને માછલાં આનંદથી દોડા દોડી કરી રહ્યાં છે, સરોવર કિનારે એક જુવાન પુરૂષ લડાઇના હથિયારો સજી ઉભેલો છે, તેની બાજુમાં અર્ધાંગના પ્રાણ પ્રિયા, ઉત્તરા કુમારી, જે તુરતનીજ પરણી આવેલી પોતાના પ્રાણપતિને રણક્ષેત્રે વિદાય કરી રહી છે, બેઉ આંખો આંસુએ ભરેલી છે, તેજ જળ ભર્યા લાલ લોચને સ્વામીનો ચહેરો છેલ્લીવારનો જોઇ રહી છે. ઉત્તરા જાણે બરાબર સમજી ગઇ છે કે, હવે આ જન્મે પ્રાણુપતિને ફરીથી મળીશ નહિં; માટેજ આખી જીંદગીનું એક સાથે જોઇ રહી છે. અભીમન્યુ અતિ કષ્ટે જાણે અંતઃકરણને પકડી રહ્યો છે, છતાં પણ આંસુ આંખોમાં આવું આવું થઇ રહ્યાં છે. આ ચિતારમાં ચિત્રકારે બરાબર કુશળતા વાપરેલી છે.

એ પ્રકારે બીજાં પણ અનેક ચિત્રો દિવાનખાનાંને શોભાવી રહ્યાં છે. એક પલંગ ઉપર એક ૩૦-૩૨ વર્ષની ઉમરનો પુરૂષ સૂતેલો છે. વાંચનાર તેને આપણે ઓળખીએ છીએ; તે આપણા ગુરૂદયાળ શેઠ. હરીદયાળ શેઠની વાત સાંભળીને તેઓ એક દીવાના જેવા થઇ ગયા હતા. કોઇની સાથે વાત પણ કરતા નથી, અને રાત દિવસ મોટી શોચનામાં પડી રહે છે. હે વાંચક વર્ગ ! આપણે પછવાડે જે રમણીને ઓળખી ગયા, તે ગુરૂદયાળ શેઠનાં પત્ની. પ્રતી પ્રાણા રમણી પોતાના સ્વામીના મનની હાલત એ પ્રમાણે જોઇને બહુ વ્યાકુળ થયાં હતાં. શું કરવાથી સ્વામિના મનને સુખ ઉપજી

આરામ થાય, તેનીજ ચિંતા રાત દિવસ તેણીના મનમાં હતી. આજ સુધી કાંઇ પણ યોગ્ય વ્યવસ્થા ન થવાથી ગભરાટમાં તેણી મહેલની અગાસીમાં રોઇ હતી. વળી મનમાં છાની છાની વિચારતી હતી કે મારો પતિ ન જાણે તેમ તેમના મનની હાલત મારા પીતાને જણાવું. તેણીનો પિતા બહુ શ્રીમંત હતા, એટલું જ નહિ પણ તેમને આ બાઇ સિવાય બીજું સંતાન નહિં હતું. પિતાના જાણવામાં આવવાથી જરૂર મારા પતિને નાણાંની સહાય કરશે; અને તેથી તેમનું સઘળું દુઃખ દૂર થશે; એવું વિચારીને તે આજ કાંઇક હિમ્મતવાન થયેલી હતી; જેથી આંખોનાં આંસુ લોહી હાસ્ય વદને તેણી સ્વામી સન્મુખે ગઇ. જતાં સાથેજ બોલી, "માસ્તર સાહેબ ! ( તેણી સ્વામીને એ સંબોધનથીજ બોલાવતી ) યાદ છે, આજ ત્રણ દિવસ થયાં લેસન તપાસ્યું નથી, પગાર કપાશે."

ગુરૂદયાળ શેઠ કાંઇપણ બોલ્યા નહીં. રમણી એટલેથી નહીં અટકતાં ચંપાની કળી જેવી પોતાની આંગળી સ્વામીની બગલમાં દબાવી; વળી બોલી "સોંપેલું કામ નહીં કરવાથી પગાર કપાશે, ઉઠો, હું ચોપડી લાવી છું" બોલો શું કહો છો ! " ગુરૂદયાળ શેઠ બોલ્યા, "વનદેવી તારી પાસે હું અનેક રીતે અપરાધી છું"

વનદેવી—વારૂ જે શિક્ષક પોતાનો અપરાધ કબુલ કરે તેનો પગાર નહીં કપાય. હમણાં તમે ઉઠો અત્યારમાં સુતા કેમ ?

ગુરૂદયાળ—મારા શરીરે મુદલ શકતી નથી.

વનદેવી—એ શું તમારી તબીયત કાંઇ ઠીક નથી વારૂ ?

ગુરૂદયાળ—ના એવી કાંઇ શરીરે અડચણ નથી.

વનદેવી—ત્યારે શું !

ગુરૂદયાળ—હવે અહીંજ બેસ ત્યારે.

વનદેવી ધીરે ધીરે સ્વામીના પાડેસે જઇ બેઠી.

ગુરૂદયાળ—બોલ વનદેવી, યાદ છે ! આપણને પરણવાને આજ કેટલી મુદત થઇ હશે ? તે આજ લગભગ ૧૨—૧૩ વરસની વાત જે દિવસે તેં પ્રથમ મારા ઘરમાં પગ મુકયો તે દિવસની વાતને વિચારી જો. તું તારા બાપની એકની એક પુત્રી અત્યંત પ્યારી અને લાડકી તેથીજ તારા બાપે મારે ઘેર આવતી વખતે તને પોતાને હાથેજ શણગારી હતી. જે જગ્યાએ જે ચીજ જોઇએ તે જગ્યાએ તે ચીજ રાખી વસ્ત્રાભુષણથી, સોના અને હીરા જડીત ઘરેણાંએ તને શોભિત કરી હતી. વિચાર કર વનદેવી ! આજ તારા તે અલંકાર, તે શણગાર, તે ઘરેણાં કયાં ? આજ તારો આવો વેશ કેમ ? તું કેવા મોટા શ્રીમંત પીતાની પુત્રી ! તને શું આવી હાલત જોઇએ ? આ કમનશીબ કપાળે પડીને, હે વનદેવી ! તેં કયા જન્મનાં પ્રાયશ્ચિત ટાળ્યાં હશે ?

ગુરૂદયાળ વધારે બોલી શકયા નહીં.

વનદેવી તેના પગે પડીને બોલી “મારા વહાલા ! તમારે પગે પડી બે હાથ જોડીને કહું છું કે બીજી વખત એ વાત કદી કરશો નહીં. હું તો તમારા ચરણની દાસી છું. નાથ ! મારા ઉપર આજે એટલો બધો નિગ્રહ કેમ ?”

વનદેવી વધારે વાત બોલી શકી નહીં.

ગુરૂદયાળ—ના વનદેવી ના, મારાથી તો તારે માટે કાંઇ થઇ શકયું નથી. મારા નસીબ કઠણ કે આવી લક્ષ્મી ઘરમાં લાવીને...

એટલામાં વનદેવીએ સ્વામીના મ્હોં ઉપર હાથ દીધા અને આંસુ ભરેલી આંખે બોલી, "અરેરે ? તમારે શું દયા માયા કાંઇ નથી ? શું મને રોવડાવવામાંજ સુખ સમજો છો ?"

ગુરૂદયાળ શેઠ ઉજવળ દિવાના પ્રકાશે જુએ છે તો વનદેવીનું સુંદર પ્રેમ ભરેલું મુખ આંસુએ ભરેલું છે. શેઠ હવે રહી શકયા નહિ. સઘળું ભુલી ગયા. હરીદયાળ શેઠની વાત આ વખતે તેને મિથ્યા લાગી. શું આ નિખાલસ પ્રેમભરેલા મુખમાં સ્વાર્થનું ઝેર છાનું રહી શકે? કદી નહીં. કેવો ભ્રમ! કેવો ભ્રમ? હવે શેઠ રહી શકયા નહીં. બે આંખોમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં, અને બે હાથે વનદેવીના ગળાને વળગી પડયો. તેણીનું આસુ ભરેલું મોં પોતાના મુખ નજીક લીધુ. ગુલાબના ફુલ જેવા તેણીના હોઠને પ્રેમના આલીંગને ચુંબન કીધું હોઠ હોઠની સાથે મળી ગયા આંસુ આંસુના સાથે મળી ગયાં, ને હૃદય હૃદયની સાથે એક થઇ ગયું. જે અંતઃકરણ ચાર આંખોના આંસુથી ધોવાઇને પરસ્પરની સાથે એક થઇ ગયું હોય તેને જુદાં પાડવાને આ સંસારે કોણ શક્તિવાન છે?

એવા વખતે પ્રેમકુમારી આવી. પ્રેમકુમારી ૧૦-૧૧ વરસની પૂત્રી,મા પ્રમાણે સુંદર કાન્તીની હતી. પ્રેમકુમારી માથાના વાળ બરાબર બાંધી શકતી નહીં હતી, તેથી તેને હરખમાં મુક્તકેશી નામથી પણ બોલાવતા.

મુક્તકેશી આવીને મા પાસે ઉભી, અને હાથમાં રાખેલી ટીનની નાનકડી પેટી નીચે રાખી. માની આંખોનાં આંસુ હજુ સુધી સુકાયાં નહીં હતાં. પ્રેમ કુમારીએ તે જોયું. પહેલાં પણ તેણીએ

માને એક વખત રોતાં જોઇ હતી. તેણી બોલી "મા તું તો ખરેખર રોતલ સ્ત્રી છે ! તને શું થયું છે ? કે તું વારે વારે રૂએ છે. મને જે દિવસે કાચની પુતળી પાણી ઘાટે ભાંગી ગઇ તે દીવસ સિવાય કદી પણ રોતાં જોઇ છે ? "

વનદેવી પૂત્રીની વાત સાંભળીને હસી. શેઠનું મોં પણ હસતું દેખાયું. પ્રેમકુમારી કોઇને પણ રોતાં જોઇને ખુશી થતી નહોતી. તેણી પોતે જેમ હમેશાં હસતા ચહેરે રહેતી, તેમ બીજાને પણ તેમજ જોવાને ચાહતી. માને હસતી જોઇ પૂત્રી માને ગળે બાઝી પડી. માએ પ્રેમભરેલી લાગણીએ તેના મોંપર ચુમી લીધી.

પ્રેમકુમારી એક સારા કામ માટે અહીં આવી હતી તે બોલી.

" માતા, પીતા, તમોને કાલે મારા ઘરમાં જમવાનું આમંત્રણ છે. "

બાપ—કેમ બહેન કાલે તારે ઘેર શું છે ?

પુત્રી—શું તમે જાણતા નથી ? મારી પુત્રી સાથે સખીના છોકરાનાં લગન છે. આજે વરઘોડાનો દિવસ હતો, કાલે વિવાહ થશે. તમોને આમંત્રણ છે.

વનદેવી સ્વામીના મોં સારું જોઇ જરા હસી.

બાપ—હેં બેટા જ્યારે તારી પુત્રીના વિવાહ છે ત્યારે તેણી માટે ઘરેણાં કપડાં જોઇએ તે ક્યાં છે ?

પુત્રીએ તે વખતે પેલી ટીનની પેટી ઉઘાડી ને બોલી "મને આ વખતે શેની કમી છે ? જુઓ આ સઘળું તૈયાર છે."

વનદેવી પુત્રીને ફરી ચુંબન લઇને પછી સ્વામીને ખાવાનું તૈયાર કરવા ગઇ. ગુરૂદયાળ શેઠ જોવા લાગ્યા.

જમાઇ વાસ્તે બે નાનકડી વીંટી, ૨ નંગવાળી વીંટી, પલંગ, ગાદલું, ચાદર, અત્તર અને કન્યા માટે રેશમી સાડીઓ, કપડાં, ઘરેણાં, મોતીની માળા, ચંદ્રહાર, મોહનમાળા વગેરે કીધું છે ! શેઠ હસતાં હસતાં બોલ્યા 'વારૂ હેં બેટા ! આ સઘળા શું સોનાના અલંકાર કે?"

પુત્રી જાણે જરાક કચવાઇ હોય તેમ ગંભીર ભાવે બોલી. "એ સોનાનાં ઘરેણાં, એજ અમારે બહુ સારાં. તમારી માફક અમે શ્રીમંત તો નહીં તેથી અમારે એજ ભલાં."

ગુરૂદયાળ શેઠને એક નાનકડું પાકીટ પુત્રીની પેટીમાંથી મળ્યું તે ખોલ્યું તો કેવી અમુલ્ય વસ્તુઓ તેમાંથી મળી !

એક સુકુ ગુલાબનું ફુલ, એક સુકાએલી ફુલની માળા અને ઝાડની ડાંખળીની બનાવેલી બે વીંટી. આ સઘળું જ્યારે પીતા જોવા લાગ્યા ત્યારે પુત્રી પાણી પીવાનું બહાનું કહાડી ત્યાંથી ચાલી ગઇ.

ગુરૂદયાળ શેઠે વનદેવીને હાંક મારી, જ્યારે વનદેવીએ જવાબ આપ્યો કે શું કામ છે ?

ગુરૂદયાળ—જો તો ખરી આ સઘળું શું ?

વનદેવીએ ઉભાં ઉભાં સઘળું બરાબર જોયું પછી વિચાર કરી બોલી " વારૂ તમે કાંઇ સમજી શકો છો ? "

ગુરૂદયાળ—કાંઇએ નહિં તું બોલ જોઉં વારૂ ?

વનદેવી—હમણાં નહીં, એ પછી બોલીશ. એટલું કહી વનદેવી સ્વામીને જમવા લઇ ગઇ.

---

પ્રકરણ ૭ મું.

x

દિવસના ૧૧ વાગવાનો સમય થયેલો છે. હરીદયાળ શેઠ જમવા માટે તૈયાર થયેલા છે. ઓફીસમાંથી ઉઠી રસોડાની પાસે જઇ કપડાં લતાં ઉતારી એક રેશમી અબોટીયું પહેરી આસને બેઠા, એટલામાં વિમળા નામે તેની નહાની બેન ખાવાની સામગ્રી લાવી અને શેઠને તથા લલીત મોહનને પીરસી પછી લલીત પાસે જઇ બેઠી. વિમળા બહુ નાની ઉમરથી વિધવા થયેલી હતી. હમણાં તેણીની ઉમર લગભગ ૪૦ વરસની હતી. વિમળા બાપની બહુ લાડકવાઇ પુત્રી હતી તેમાં વળી બાળપણામાં રાંડી એટલે કોઇ પણ તેણીનો બોલ ઉથાપતું નહોતું. બેન એક તો કિસ્મતનાં નબળાં તેમાં વળી કાંઇ કહેશું તો વધારે ખરાબ લાગશે એવી બીકથી કોઇ તેણીને કહેતું નહોતું. હરીદયાળ શેઠ પણ એજ રીતે વર્તતા હતા. શેઠે જમવાનું શરૂ કર્યાં બાદ થોડીવારે બ્હેન બોલ્યાં. " ભાઇ બહુ દીવસ થયાં તમને એક વાત કહેવાનો વિચાર છે. "

જમવાના કામમાંજ રોકાએલા શેઠે બેનનું બોલવુ સાંભળ્યું નહીં. વિમળાએ ફરીથી કહ્યું ત્યારે શેઠે બરાબર સાંભળ્યું. જવાબ આપ્યો " શું ખરચ ખુંટણુ વિશે કે ? "

વિમળા—ના ભાઇ તે નથી. મારી ગરીબની વાત કોણ સાંભળે ? આપણો લલીતમોહન ૧૬–૧૭ વરસનો થયો. હવે તેના વિવાહ કરવા ન જોઇએ ? મેં એક કન્યા જોઇ રાખી છે. શેઠે એકદમ ખાવાનું બંધ કર્યું અને બે નાની નાની આંખો ગુસ્સામાં વિમળા ભણી ફેરવી બોલ્યા.

" તું શું ઘેલી થઈ છે ? "

વિમળા કોઇનું બોલવું સહન કરી શકતી નહોતી. તો આ મર્મભેદક બોલવું કેમ સહન કરી શકે ! તેથી ગુસ્સામાં બોલી:—

" એમાં શું શક ? હવે તો તમે જેવી કહેશો તેવી થઇશ. ગાંડી કહો, ઘેલી કહો, જુઠી કહો, દુષ્ટ કહો, જેવી કહો, તેવી થઇશ. જો એવાં ન હોઉં તો બાળ ઉમ્મરે રાંડું શું કરવા ? ને મારા આવા દીવસ આવે શા માટે ! હું કર્મફુટી, મારાં નસીબ નબળાં ન હોય તો બાળ ઉમરે સ્વામી મરે શા માટે ? ને મારી આવી દુર્દશા થાય શા માટે ? " એમ બોલતાં બોલતામાં આંખોમાંથી આસુની ધારાઓ પડવા લાગી.

હરીદયાળ શેઠ ધનસારની આવી વિચાર રીતી સાંભળીને પોતાના બે અક્ષરના બોલ માટે પસ્તાવો કરતા વિચારમાં પડ્યા. પોતે વિચારવંત હતા, પણ વિમળા પાસે તેના વિચાર કામ આવતા નહોતા. જરા નરમ અવાજથી બોલ્યા. " અરે બેન ! પ્રથમ વાત તો સમજ ત્યાર પછી રો. મારાથી ભૂલમાં કદી એક બોલ નીકળી ગયો તેમાં ગુસ્સે કેમ થઇ ? શું ઘેલી કહેવાથી તું ઘેલી થઇ ગઇ ? મોટી વિમાસણ ! હું શું કહું છું તે સાંભળ. ખાવાનું હવે બંધ કરૂં છું. "

વિમળા આંસુ લોહી નાંખી બોલી, " નાના પ્રથમ જમી લો, ભાઇ મારા સોગન જો તમે જમવું બંધ કરો તો. " શેઠે જમવું શરૂ કીધું અને જમી રહ્યા બાદ કમળાને કહ્યું. " સાંભળ બેન, વિવાહની વાત કાંઇ જેવી તેવી નથી. ઘરમાં નાનકડી વહુ આવી. આ ઘરેથી આ ઘરે ગયાં ને પેલે ઘરેથી પેલે ઘરે ગયાં, તને જરા કામ કાજમાં આરામ મળ્યો, પણ એટલાથીજ વિવાહની

મતલબ પૂરી થતી નથી. જેના વિવાહ થવાના છે તેનું સુખ પણ ઇચ્છવું જોઇએ. તેં લલીતને તો બરાબર જોયો છે, જાણે એક ભૂત ! શુદ્ધી બુદ્ધી કાંઇ નથી; એક આકાશમાં ચંદ્રમાં જોવા માટે આખી રાત અગાસીમાં સૂઇ રહે ને સવારે શરદીથી બિમાર પડે. યાદ નથી કે તે દિવસે નદીથી નાહીને ફક્ત એક પોતડીથીજ આવતો હતો; મેં પૂછ્યું કે ભાઇ તારૂં અંગરખું પગરખાં સૌ કયાં ગયું ? સખીના સરદાર બોલ્યા "એ તો એક દુઃખી ગરીબને આપી દીધું." જો બેન વિમળા ! એવો ઉડાઉ છોકરો જે ઘરની દોલત ઉડાવી દેવા ચાહે તેના વળી વિવાહ ? મારી પાસે એવાં વધારે નાણાં નથી કે જે સઘળાં એમજ ઉડાવી દઉં !"

વિમળા—ના ભાઇ હું તારૂં એવું બોલવું સાંભળીશ નહિ. તેના જેવો ભલો છોકરો આ ગામમાં નથી; એના જેવો દયાળુ તો મેં કોઇ જોયો નહિ.

હરીદયાળ—દયા, દયા ! દયાથી શું થાય ? શું દયાથી માણસનું પેટ ભરાય ? પોતાની દોલત ઉડાવી દઇને દયા કરવી ? કેવું ખરાબ !"

વિમળા—તે તમે ગમે તેમ બોલો, પરંતુ ગુરૂદયાળ શેઠની કન્યા પ્રેમકુંવરી સાથે તેના વિવાહ કરવા પડશે. કન્યા પણ ઘણી સ્વરૂપવાન છે અને લલીત પણ તેણીને ચાહે છે.

હરીદયાળ—તું મને ઘેલો બનાવતી દેખાય છે. જા મર હવે, લલીત ચાહે છે એટલે શું વારૂં ? શું ચાહનાથી પેટ ભરાય ? પેટમાં ખાવા અન્ન ન હોય તો ચાહના રહે ખરી કે ? ચાહના, ચાહના જ્યાં સુધી ગાંઠમાં દોકડા હોય ત્યાં સુધી ! જ્યાં સુધી રૂપ

યોવન હોય ત્યાં સુધી ચાહના ! જયાં સુધી સ્વાર્થ ત્યાંસુધી ચાહના ! સ્વાર્થ સર્યો એટલેચાહના સૂતી. ભાઇ બોલો, બેન બોલો, એસઘળાં સ્વાર્થના ચાકર. પૈસા ન હોય તો કોઇ કોઇનું નથી. તુને જો પાંચ દહાડા ખાવાનું ન દઉં તો તું કેવી ચાહના રાખે છે ? એટલું કહી શેઠ વિમળાપર ગુસ્સો કરી ત્યાંથી ઉઠી ગયા

એ વખતે લલીતમોહન તરંગા નદી કીનારે આવેલા એક સુંદર બગીચામાં બેઠો હતો. સનમુખે કમળા અને પ્રેમકુંવરી કાંઇક લખતાં હતાં. જરા છેટે પોતાનો ચાકર ગોવીંદ કપડાંની સીલાઇ કરતો હતો; અને પાસે મોતીઓ કૂતરો અરધી ઉંઘમાં સુતો સુતો કેળની પત્રાળીમાંથી વધેલું અનાજ ખાવાનું સ્વપ્નુ જોતો હતો. મધ્યાનનો વખત ઝાડ પાનને ઉથલાવી નાંખે તેવો જોરમાં પવન વાતો હતો. તરંગા નદીનું પાણી પવનના જોરથી ઉછળતું હતું. ખેડુતના છોકરા ઝાડ પર ચડી " કાના તારી આંખડી કામણગારી " ગાઇ રહ્યા હતા. પંખીનો આનંદ ભર્યો કલોલ, કોયલના મીઠા ટૌકા અને બાળકોનો આનંદ ભર્યો અવાજ, બપોરના તાપના સંક-ટનો ભંગ કરતા હતા. લલીત મોહન એક ઝાડના થડ ઉપર માથું રાખી એક ચોપડી વાંચતો હતો. વાંચવું ઠીક નહી લાગવાથી પુસ્તક બંધ કરી પાસે રાખ્યું. સનમુખે કમળા અને પ્રેમકુમારી શું શું લખતાં હતાં તે જાણવા પ્રેમકુમારી તરફ જોયું.

પ્રેમકુમારી એક સંકટમાં પડી હતી. પવનના જોરથી માથાના વાળ આમથી તેમ ઉડી આંખ ઉપર આવતા હતા, અને આંખની નજરનો અટકાવ કરતા હતા. તેણી વારંવાર વાળને આંગળી વડે આંખ ઉપરથી ખસેડતી હતી, પણ વળી વાળ પાછા આંખ ઉપર

આવતા હતા. અંતે ગુસ્સામાં આવી પ્રેમકુમારીએ વાજાને દોરી વતી બાંધ્યા ને પછી લખવા બેઠી. લલીતમોહન તે સઘળું જોઇ રહ્યો હતો, તેને તે એવું સુંદર લાગતું હતું, કે ફરી ફરીને વારંવાર તે જોતો હતો અને જોતાં જોતાં જાણે જાગૃત અવસ્થામાં વિચારની નિંદ્રામાં ઘેરાઇ ગયો અને તેવી સ્થિતિમાંજ એક ર જોવા લાગ્યો કેઃ—

જાણે પુર્ણ પ્રકાશીત રજની—એ પૂનેમના પૂરા ચંદ્રમાંના પ્રકાશની રાત્રી નહિ—અર્ધ પ્રકાશ ચંદ્રના અધુરા પ્રકાશવાળી રાત્રી. સુંદર સ્યામ આકાશની નીચે સલીલા તરંગ ધીરે ધીરે શાંત ભાવે વહે છે. ચારે દિશાએ શાંતી, ઝાડનાં પાતરાંનો પણ અવાજ નથી; ફકત નદી કીનારે ઉગેલાં લીલાં ઘાસમાં તમરાં બોલે છે. એક હોડી નદી ઉપર મંદ મંદ ગતીથી ચાલી રહી છે અને તેમાં પોતે ( લલીત ) તથા પ્રેમકુમારી બેઠેલાં છે. આ વખતે પ્રેમકુમારી બાલીકા નથી; તેણીનું લાવણ્ય આ વખતે પરીપુર્ણ અને વૃત્તિ સ્થિર છે. મુખે બાળ ઉમરની ચપળતા નથી પણ લાજ અને ગંભીરાઇનાં ચિન્હ છે. શાંત પવનથી નદીના પાણીમાં ચાલતી હોડી સાથે જાણે આકાશનું તારામંડળ સઘળું સાથેજ આવતું હોય તેમ દેખાય છે. પ્રેમકુમારી તે સઘળું જુએ છે. લલીતનું આજ કેટલું સુખ! આજ જાણે બહુ દીવસે તે પ્રેમકુમારીને મળ્યો છે. આજ તેનું દીલ હરખથી ભરેલું છે. અનેક દીવસની આશા, ભય, સુખ, દુઃખ આજ વગર કપટે પ્રેમકુમારીને જાહેર કરે છે. આજ તેની આંખમાં સઘળી મીઠાશજ છે. આજ સઘળાની ઉપર તે પ્રેમી, દીન હો, દુઃખી હો, પાપી હો, પુન્યવાન હો, આજ

કોઇ પણ તેની પાસે નિંદાને પાત્ર નથી. તે પ્રેમકુમારીનો પ્રેમી આખા જગતમાં પ્રેમનેજ માત્ર જુએ છે. કેટલી વાર જાણે મોં ખોલીને એ સઘળી હકીકત જાહેર કરવા લલિત તૈયાર થયો, પણ મોં ઉઘડી શકયું નહિ. પ્રેમકુમારી સુંદર તેથીજ તેણી ઉપર લલિતનો પ્રેમ! હવે તે મુંગો રહી શકયો નહિ. પ્રેમકુમારી તારા ઉપર મારી ઘણીજ ચાહના ને ઘણોજ પ્રેમ છે. તારા સીવાય આ સંસારે મારૂં હૃદયરત્ન બીજું કોઇજ નથી.

પ્રેમકુમારી ચમકીને ઉઠી જરા મંદ હસીને લલિત તરફ પ્રેમ ભરેલી નજરે જોયું. લલિતે પણ પ્રેમનું હૃદય જોયું. સામસામી બંને જણાની પ્રેમની દ્રષ્ટિ એટલે સુધી મળી રહી કે હૃદયે હૃદય જાણે પ્રેમના આલીંગનથી વાતો કરતાં હોય! લલિતે વિચાર કર્યો કે પ્યારની લાગણીથી અંતઃકરણ પરસ્પર ગુંથાઇ રહ્યું હોય, પરસ્પરની મર્મભેદી ભાવના દ્રષ્ટિમાં દેખાઇ રહી હોય, એ ભાવ વર્ણન કરવાની ભાષા આ સંસારે નથી. શુદ્ધ પ્રેમ ચામડાની જીભથી કદી વર્ણવી શકેજ નહિ, લલિતને આ સંસારે હવે કાંઇ નથી. ચંદ્ર નહિ, નક્ષત્ર નહિ, આકાશ નહિ, જળ નહિ, સ્થળ નહિ ફક્ત સામસામે મળેલી પ્રેમી દ્રષ્ટિજ છે.

કેટલો વખત સુધી સામસામી ચક્ષુ મેળવી રહ્યો તે તે જાણતો નથી એટલામાં જાણે તેનો બાપ આવ્યો અને લલીત અને પ્રેમકુમારીની વચમાં ઉભો રહી ભયાનક તીરસ્કાર કીધો; અને ક્રોધના જોરમાં પ્રેમકુમારીને પાણીમાં ફેંકી દીધી. તેણી ડુબી ગઇ. લલીત પણ બુમ પાડી જળમાં પડયો.

એ પ્રકારનું લલિતે સ્વપ્નું જોયું, એટલામાં ગમગીન ચહેરે કમળાએ લલિતને હાથ પકડી જગાડયો. પ્રેમકુમારી પણ સાથે છે. કમળાએ પુછ્યું ભાઇ તું સ્વપ્નામાં કેમ રૂએ છે? લલિત બોલ્યો "કાંઇ નહીં." જોઉં તમારૂં લખાણ" આમ કહી લખાણ જોવા બેઠો.



# વિભાગ બીજો.

પ્રકરણ ૧ લું

પ્રથમ જણાવેલી હકીકતને લગભગ બે વરસ થઇ ગયાં છે. એક દિવસે સવારના વખતે રતનપુરની નદીના કિનારે ઘણી સ્ત્રીઓ એકઠી થઇ હતી. નદી કીનારાનો પાણીઘાટ સ્ત્રીઓની પાર્લામેન્ટ તરીકે ગુજરાતમાં જાણીતો છે. અનેક તરેહની કુટુંબ ફરીયાદો સાસુના જુલમથી વહુનાં મોંનાં વર્ણન, ધણી ધણીઆણીનો કલેશ, પારકા ઘરની નિંદા, વહુઓના હડનું સાસુના મુખે વર્ણન, સાસરાના દુઃખમાં પીયરના દુઃખની યાદગીરી, તરતની પરણેલી પીયર આવેલીનો તરતમાં પરણનારી પાસે કહેવાતો અહેવાલ, ભટની ભેંશ વીયાંઇ છતાં વહુના ભાણામાંથી છાશ ગઇ નહીં તેનો ઇન્સાફ, વગેરે તરેહ તરેહના વિચારો, હે વાંચનાર! તને કદી સાંભળવાની ઇચ્છા થાય તો, વહેલો ઉઠી પાણીઘાટે જજે. સુંદર ચળકતું ત્રાંબાંનું બેડું માથે રાખી હંસગતીએ ચાલી મહીલા, આનંદભેર પાણીઘાટે જાય છે. એક પછી એક એમ ઘણી સ્ત્રીઓ એકઠી થતાં, સુકાએલી જુવાર તવામાં પડતાં જેમ ઉપરા ઉપરી દાણા ફુટવા માંડે છે તેમ, પોતપોતાના વિચારો દર્શાવવા લાગી. અત્યાર સુધી તો પાર્લામેન્ટ શાંત હતી, એટલામાં સ્યામકુંવર કાકી સ્નાન કરવા આવ્યાં. હરજી કાકા નામે એક પ્રખ્યાત સોનારનાં તેઓ સ્ત્રી હતાં. લગભગ ૪૦ દીવાળીઓના તહેવાર તેઓ વટાવી ગયાં હતાં. લાંબા વખતનો સંસારનો અનુભવ તેથી તેઓ સ્ત્રીઓમાં મારૂં માન ભોગવતાં હતાં. નાનું બાળક માંદું પડતાં પહેલું સ્યામકાકીનેજ બતાવવામાં આવતું. સાસુને

વહુની ફરીયાદ હોય, વહુને સાસુની ફરીયાદ હોય, પડોશણે છોકરાને ગાળો દીધી હોય, નાની વહુ પાણી ભરવા જતી વખતે સામાં મોટી વહુ આવવા છતાં વહુએ ખાલી ઘડો માથાપરથી ઉઠાવીને માન નહીં આપ્યું હોય વિગેરે અનેક ફરીયાદો શ્યામ કાકી પાસે જતી. શ્યામ કાકીના ઘરમાં જ્યારે જુઓ ત્યારે ૧૦–૨૦ સ્ત્રીઓ તો બેઠીજ હોય.

એ શ્યામ કાકી જ્યારે નહાવા માટે પાણી ઘાટે આવ્યાં ત્યારે ગોદાવરી ભણી નજર કરી કહ્યું—કેમ ગોદાવરી, પેલી વાત સાંભળી કે? અરે રામ! કેવો કળજુગ! એટલું કહેતાં વેંતજ પાણીઘાટની નાની મોટી સઘળી સ્ત્રીઓની આંખો અને કાન શામકુંવર કાકી તરફ ખેંચાયા. માથા ઉપર ભરેલાં બેડાંએ ઘરમાં જતી વહુઓ, બારીક કપડાંએ કહાડેલા ઘુમટામાંથી આડી નજરે શ્યામ કાકી તરફ જોવા લાગી. શ્યામ કાકી બોલ્યાં, "ગોદાવરી આજ સવારે હું વહેલી ઉઠી દેવનું સિંહાસન સાફ કરતી હતી. એટલામાં કપડાં લતાં પહેરી એક વહુ ધપ ધપ કરતી રસ્તે જતાં મેં જોઇ. અરે બાઇ! મારા હાંજા તો નરમ થઇ ગયાં મેં તો જાણ્યું કે મારા પાડોશમાં એક સ્ત્રી ભુત થએલી છે તેજ આ હશે. હુ તો હિંમત કરી તેની પછવાડે દોડી અને તુ કોણ છે તું કોણ છે? એમ વારંવાર પુછ્યું પણ જવાબ કાંઇ મળ્યો નહીં. હું તો પાછી ઘરમાં આવી, શરીર થરથર કંપવા લાગ્યું, એટલામાં અજવાળું થયું, અને એક પુરૂષ દોડતો દોડતો આવતો હતો, મને તેણે પુછ્યું, "શ્યામ કાકી અહીં થઇને હમણાં કોઇ બાઇ માણસ ગયું?" (હું સમજી રામ! તેણી કોઇ ભુત પીશાચ તો

નહોતી ) મેં કહ્યું " હા દેખી હતી. હમણાંજ એક સ્ત્રી કપડાં લતાં પહેરી ઉતાવળી અહિંથી ગઇ" ગોદાવરીએ પુછયું " તે કોણ હતી ! " શ્યામ કાકી બોલ્યાં " અરે બાઇ જગતમાં હળાહળ કળી કાળ વ્યાપી રહ્યો છે, ત્યાં પુછવું શું ? સાસુઓ સમજે કે દીકરા પરણાવી વહુ લાવ્યા, તે એક ગુલામડી મળી તેથી તે બિચારી ઉપર રોજેરોજ જુલમ થયા કરે, વળી કેટલીક વહુઓ ધણીને વહાલી થઇને, સાસુને લેખવેજ શાનાં ? ઘરમાં ખાવા ખીચડી નહિં, ને ધણી પાસે આઇસક્રીમ માંગે, સાસુ બિચારી જોઇને કચ-વાય એટલે બાર વાગ્યા સાસુના આવા કળજુગમાં તો રામ રાખશે તેની રહેશે, બાઇ ! એ વહુ આપણા રાજગોર હરીશંકર પંડયાના નરભેરામની સ્ત્રી હતી- સાસુના જુલમથી કંટાળી બિચારી પિયર ગઇ એટલામાં શ્યામ કાકીના મતને ટેકો આપનારી બહુ વાતો નીકળી. એટલામાં એક સ્ત્રી બોલી " અરે બેન હળાહળ કળજુગની શું વાતો કરવી ! સાસુ વહુને જોઇ શકતી નથી તે ખરાબ કે બાપ દીકરાને જોઇ શકે નહિ તે ખરાબ ? હળહળતો કળીકાળ નહોય તો શું હરીદયાળ શેઠ લલીત જેવા ગુણવંત સંતા-નને ઘરમાંથી કહાડી મુકે ? અપરાધ તો જો બાઇ ? લલીતે બેચાર રૂપીઆ લઇને કોઇ ગરીબને દીધા હશે, અરે બાઇ ! પુત્ર તો જાણે ગુલાબનું ફુલ. બિચારે કોઇ દિવસ ઘર છોડેલું નહિ, તેને કહાડી મૂકયો, તે શું હવે જીવે ? ચોર, લુંટારા કે જંગલનાં ઘાતકી પ્રાણીજ તેને મારી નાંખશે. અરે રામ ! કેવો નિર્દય બાપ ! પૈસાપર શું પૂળો મૂકશે ? શું પૈસા સ્મશાનમાં સાથે લઇ જશે ? કે પોતાનું સંતાન એ રૂપીઆ ખર્ચ કરી આવ્યો તેમાં એટલી શિક્ષા ? ધિક્કાર છે એના જીવતરને !

એટલામાં એક બીજી બોલી. " અરે બેન, લલીત અને કમળા જેવાં બાઇ બેન કાંઇ ઘેરેઘેર નીપજવાં છે ? છોકરો તેવીજ કમળા. મને તો વારંવાર કમળાનો ચહેરોજ યાદ આવે છે. "

એવામાં એક વળી નવી વહુ બોલી. " તમો બહેન, કમળાનાં ગમેતેમ વખાણુ કરો પણુ પ્રેમકુમારી જેવી કમળા નહિં. બહેન કમળા કરતાં તેણી તો ઘણી દેખાવડી।

વાંચનાર। આવી આવી ચર્ચાઓ સ્ત્રી પાર્લામેંટમાં આપણે સાંભળી હશે, જોઇ હશે ને વખતે ભાગ પણુ લીધો હશે. અરે ! સ્ત્રીઓની આપણા દેશમાં કેવી સ્થિતિ ? સારા સારા વિદ્વાનોને, મોટા મોટા વીર પુરૂષોને, તત્વ જ્ઞાનીઓને, અને સુધારાના સ્તંભોને જન્મ આપનાર તે સ્ત્રીજ. જેની કુખમાં પેદા થઇ, જેનું ધાવણુ ધાવી જગતમાં ભલાઇની જીંદગી ગુજારી છે, તેણીઓની કેવી હાલત ! રાજ્ય જેમ સારા વજીર વગર અંધેર પદને પામે છે તેમ આપણું સંસારી રાજ્ય દિવસે દિવસે એજ કારણુથી અધમ હાલતે પોહોંચતું જાય છે. અરે ગૃહલક્ષ્મી, ઉષ્ણુતા વગરની જેમ અગ્ની, પ્રકાશ વગરનો જેવો સૂર્ય, શાન્તી વગરનો જેવો ચંદ્ર, તેમ તારી લાયકાત વગરનો સંસાર છે !



## પ્રકરણુ ૨ જું

ચૈત્ર માસનો કડકડતો તાપ પડે છે, બપોરના બાર વાગી ગયા છે, અને સૂર્યનાં કિરણો સખત ગરમીને પૃથ્વીપર ખેંચી લાવે છે. પશુ, પક્ષી, સૌ ઝાડને છાંયે તડકાની લૂથી હાંફતાં હાંફતાં બેઠાં છે, ઝાડોની ડાળોમાં થઇને ઉનો પવન વાઇ રહ્યો છે, અને નજીકમાં

એક વિશાળ સરોવર પાણીથી ભરેલું છે. નજીકના ગામનો એક મછીમાર તળાવમાં પડીને માછલાં પકડે છે, અને પાસે રાખેલી ટાપલીમાં એકઠાં કરતો કરતો આવતી કાલના આનંદનો વિચાર કરે છે.

એ વખતે તળાવને કિનારે વડના ઝાડની છાંયાતળે એક માણસ બેઠેલો છે. વાંચનાર ! એ આપણો જાણીતો લલીતમોહન, બાપે ઘરમાંથી કહાડી મૂકવાથી, મોં સુકાઇ ગયું છે અને આંખો રોઇ રોઇને લાલ થઇ ગઇ છે. જે કોઇ દિવસ ઘરથી બહાર નીકળ્યો નથી, દુઃખ શું કહેવાય તેનું જેને ભાન નથી, એવા શખસને પ્રથમ આવી પડેલું દુઃખ બહુ ભારે પડે છે.

બાપે કરેલાં અપમાને લાજથી બિચારો તદન મુંઝાયેલો છે, તેમાં વળી રસ્તાનું આવડું મોટું સંકટ તે સઘળું લલીતથી સહન થઇ શકતું નથી. ઘરની વાત સાંભળી આવતાંવેંતજ આંખોમાંથી આંસુ ચાલી નીકળે છે. પરદેશ આવો હશે એવું લલીત જાણતો નહોતો. પરદેશના લોકો સ્વાર્થી, દયા વગરનાં, અને કઠણ છાતીનાં. ભૂખે મરી જાઓ પણ કોઇ બોલાવી ખાવા આપે નહિ. એક વખત લલીતે વિચાર કીધો કે પાછો ઘરમાં જાઉં અને બાપના પગે પડી માફી માગું, અને તેમ કરીશ તો બાપ જરૂર માફી આપશે. વળી વિચાર કીધો, ના, તેમ તો કદી થાય નહીં; જે પિતાએ મને કહાડીજ મૂક્યો તેની હવે આશા શું ! વળી ઘણીજ દીલગીરી સાથે રોવા લાગ્યો.

રોતાં રોતાં લલીત ઉંચે સ્વરે બોલવા લાગ્યો "કમળા ! કમળા ! ઇશ્વરને ધન્યવાદ દે કે આજ તું મારી સાથે નથી. મારૂં આવું દુઃખ જોઇને તું તો તુરતજ મરી જતે. એક દિવસે મારે

પગે કાંટો લાગી લોહી નિકળેલું જોઇ તું રોઇ રોઇ અરધી થઇ ગઇ હતી; ત્યારે આજ તારો ભાઇ અન્ન પાણી વગર અનેક દુઃખ ભોગવતો, રાતેપાણીએ રૂએ છે, તે સઘળું જોઇ તું શું જીવતી રહેતે? બેન તું ચિરંકાળ સુખે રહે, ઇશ્વર મારો આશિર્વાદ કબુલ કરે કે તને તારા ભાઇનું દુઃખ જોવાનો દિવસ ન આવે!" વળી લલીત જોરથી રોવા લાગ્યો.

આંસુ સૂકાઇ જતાં વળી લલીત વિચાર કરવા લાગ્યો, "સાંભળ્યું છે કે નાનપણમાં માબાપથી અવળું ચાલવું તે અધર્મ છે, અધર્મથી પાપ થાય ને પાપથી નર્કે જવાય."

બાળપણામાં તો પિતાજ દેવતા, પિતાજ ધર્મ, પિતાજ જ્ઞાન, અને પિતાજ મૂકિત. એમજ જો હોય તો હું તો અઘોર પાપી બન્યો. પણ વળી સૌ કોઇ બોલે છે, જે પૈસાનીજ ઉપાસના કરે, પૈસા વગર બીજા કોઇ દેવતાને દિલમાં જગા આપે નહિં આ અમુલ્ય આત્માને સંસારની તુચ્છ વસ્તુનેજ તાબે કરી બેસે, તેજ પાપી. પિતાને તો પૈસોજ દેવતા, ને દોલતજ પ્રાણ છે; તેથી તેમનો ઉપદેશ માત્ર એવાજ જ્ઞાન સંબંધી છે. તેમનો ઉપદેશ પાળવાથી પણ અધર્મ, અને ન પાળવાથી પણ અધર્મ. એ વિષમ સમસ્યાનો ઉત્તર શું? પિતાનો સ્વભાવ, પિતાના મનનું વલણ, મારા સ્વભાવ ને મારા મનના વલણથી તદ્દન ઉલટાંજ છે. મારી વૃત્તિ જે કરવાનું સૂચવે, તે કરવાથી પિતાની આજ્ઞાનું પાલણ થઇ શકશે નહિં અને પિતાની આજ્ઞાનું પાલણ કરીશ, તો મારી વૃત્તિથી વિરૂદ્ધ ચાલવું પડશે. લોકો બોલે છે કે, પિતા જે કહે તે કરવું, સારા નરસાંનો વિચાર કરવો નહિ. કદાચ હું એમ કરૂં; પણ મગજમાં

ઉત્પન્ન થએલી મારા સ્વભાવ પ્રમાણે કાર્ય કરવાની પ્રેરણા તેને અ-ટકાવું શી રીતે ? પિતાના હુકમને તાબે થઇને કદાચ એક જણ અત્યંત દુઃખી ને શક્તિવાન છતાં પૈસાની મદદ ન કરૂં; પણ શું એ ઠેકાણેજ સઘળાં કામ પૂરાં થયાં ? તેજ ઘડીએ મારી અસલની વૃત્તિ ઉત્પન્ન થઇ; મનમાં પસ્તાવો પેદા થયો; તેને બંધ કરવાને હુ શક્તિ-વાન નથી. જાણી જોઇને અધર્મ કરૂં, અને તેનાથી પસ્તાવો પણ થાય; ને ધીરે ધીરે સ્વભાવને અધર્મને રસ્તે ચડવાની આદત પણ પડે, તે સઘળું તો મારાથી નહિં બને. પિતાની આજ્ઞાને તાબે ર-હીને શારિરીક દુઃખ સહન કરી શકું, વખત ઉપર જીવ પણ આપું; પણ જાણી બુજીને અધર્મને રસ્તે ચડાવનારી ક્રિયા કેમ કરી શકું ? મારે પાછું ફરી હવે ઘરે તો જવુંજ નથી. વિધાતાએ મારા કપાળમાં આટલી ઉમરથી ઘર લખેલુંજ નહિં હોય. પિતાની સાથે એકત્રવાસ મારા નશીબમાં નહીજ હોય, સઘળો સંસાર મારી નજર આગળ પડ્યો પડયો છે. તે મારૂં કામ કરવાનું ખેતર. છટ, છટ ! શું બાળક-મતિ પ્રમાણે હું ફક્ત રૂદનજ કરીશ ! રૂદન શા માટે કરૂં ? ઇશ્વર, તું નોધારાનો આધાર, નિર્ધનનું ધન, મારો સઘળો વિચાર તનેજ સમર્પણ કરૂં છું." એટલું બોલતાં બોલતાં લલીતની આંખોમાં પાણી આવી ગયું.

સંધ્યાકાળ થતાં દિવસની ગરમી ઓછી થતી ગઇ, જંગલ ઉપર રાત્રીનો પડદો પડયો, આકાશે શુકલ પક્ષની ચોથનો ચંદ્રમા દેખાયો, ચળકતા તારા એક પછી એક પોતાની જગ્યોએ ઉગવા લાગ્યા, ગરમી બીલકુલ ઓછી થતી ગઇ, ને ઠંડા પવનની લહેરો છૂટવા લાગી. લલીત એક વખત તરંગા નદિને કિનારે, કમળા સાથે

બેઠો બેઠો આકાશના તારા જોતો હતો, અને એક ચળકતા તારાને બાપ્રબેનની મા તરીકે લેખતો હતો. આ વખતે બરાબર ધ્યાન આપી લલીતે તારા ભણી જોયું અને બોલ્યો "જો પેલો ચળકતો તારો મા જ હોય તો, તે તો મને જુએ છે. પુત્ર, માણસ વગરના મેદાનમાં પડયો પડયો રડે છે, તે સઘળું મા જુએ છે." વળી લલીતની આંખમાં પાણી આવ્યાં.

લલિત વિચાર કરવા લાગ્યો કે, હવે પ્રેમકુમારી તો મને ભુલી જશે. શા માટે પ્રેમકુમારી મારાપર માયા રાખતી હશે? કોણ જાણે! ઇશ્વર જાણે! હવે પ્રેમકુમારી સાથે મળવાનો તો કાંઇ સંભવ નથી. અગર કદી મળવાનું બને, પણ હવે તેણી વાત કરશે નહિં કારણ કે તેણી તો હવે કોઇ સાથે પરણી જશે. હવે તેણી શા માટે વાત કરે? એવો વિચાર કરતાં કરતાં લલિતનું શરીર કાંપવા લાગ્યું. શું તેણી બીજાની સ્ત્રી થશે? કેવું ભયાનક! લલિત તે કદી દેખી શકશે નહીં. વળી તે ઉંચે સ્વરે બોલ્યો—"તેણી મારી તે મારીજ છે."

એજ સમયમાં લલિતના કાનપર એક મોટા નિઃશ્વાસનો શબ્દ સંભળાયો. મનમાં ચમકી ઉઠયો કે, આ રાત્રીના સમયે જંગલ વચ્ચે કોનો નિઃશ્વાસ હશે? ભુત, પ્રેત, ઉપર તો લલિતનો વિશ્વાસ હતો નહિં. તથાપિ તેના અસ્તિત્વ ઉપર સંપૂર્ણ અવિશ્વાસ પણ ન હતો. ભયથી શરીર કાંપવા લાગ્યું. શુદી ચોથનો ચંદ્ર ઘણી વારથી અસ્ત થઇ ગયો છે પણ કેટલાક તેજસ્વી તારાના પ્રકાશથી લલિતને માલમ પડયું કે થોડેક દુર એક જણ કોઇ બેઠેલું છે.

લલિત બોલ્યો—"અરે તમે કોણ છો?"

ઉત્તર મળ્યો નહીં.

વળી લલિત બોલ્યો—અરે ! પણ તમે કોણ છો ?

ઉત્તર—એક મુસાફર.

લલિત—તમે આ જગ્યાએ કેમ ?

ઉત્તર—તમે આ જગ્યાએ કેમ ?

લલિત—મારે તો ઘર નથી.

ઉત્તર—મારે પણ ઘર નથી.

લલિત—તમારૂં નામ શું ?

ઉત્તર—નામ જાણવાની કાંઇ જરૂર નથી. એટલું બોલી વળી નિશ્વાસ નાંખી પુછ્યું—

"તમારા અવાજ ઉપરથી માલમ પડે છે કે તમે એક બાળક છો. આટલી ઉમ્મરે ઘર છોડી જંગલમાં કેમ આવવું પડયું ?

લલિત—તમારો અવાજ મેં કયાંઇ સાંભળ્યો હોય એવું લાગે છે. તમારૂં ઘર કયાં ગામમાં છે ?

ઉત્તર—બનવા જોગ છે. મારો અવાજ તમે અન્ય કોઇ ઠેકાણે પણ સાંભળ્યો હશે. તમે પણ નહાના સ્થાંને ભ્રમણ કરો છો અને મારી પણ એજ હાલત છે. કોઇ સંજોગથી આજે અહીં પણ એકઠા થયા છીએ, મારી ઓળખાણની આશા રાખશો નહિ. હું પૂછીશ નહીં તમારી ઓળખાણ આપવાને મારી માફક કાંઇ પ્રતિબંધ છે ?

ફકત એક બે વાત કહેવાથીજ કહેનારની માનસીક અવસ્થાની અનેક ઓળખાણ માલમ પડે છે. લલિત સમજ્યો કે આવેલો મુસાફર મારા દુઃખે દુઃખી થયેલો છે. મુસાફરની ઓળખાણ નહીં

મળવા છતાં લલિતને પોતાની ઓળખાણુ આપતા કાંઇ બાધ ન હતો, તેથી પોતાનું સર્વ વૃત્તાંત કહ્યું. મુસાફર બોલ્યો "થોડી એક વાર પહેલાં તમે કોને યાદ કરતા હતા ! તે પ્રેમકુમારી કોણુ છે ! તેણી તમારે શું સગી થાય છે ?"

એ સમયે જો સુર્યે પૃથ્વીમાંથી પોતાનાં કિરણો એકદમ ખેંચી લઇ અખંડ અંધકાર ફેલાવ્યો હોત તો મુસાફરને ખચીત માલમ પડત કે લલિતમોહન મારા પ્રશ્નનો જંવાબ આપતાં કેટલો લજવાય છે. થોડીકવાર વિચાર કરી લલિત બોલ્યો "તમારી ઓળખાણુ માટે જે પ્રતિબંધ આડે આવે છે તેજ પ્રતિબંધથી હું આ ખુલાસો કરી શકતો નથી."

લલિતે સાંભળ્યું કે મુસાફર હસ્યો. મુસાફરે પુછ્યું "લલિત તું કોઇ દીવસ આગળ પરદેશમાં આવેલો છે ?"

ઉત્તર—ના, ફકત નાની ઉમરમાં મારા કાકા પાસે એકવાર મુંબઇ ગયો હતો, એવું જરા જરા સાંભરે છે.

પ્રશ્ન—હાલ તું ક્યાં જવા ચાહે છે ?

ઉત્તર—વિચાર થાય છે કે મુંબાઇ જઇશ.

થોડીવાર શાંત રહી મુસાફર બોલ્યો—"ભાઇ એક વખત ધ્યાન આપી તારી નજર સામે જો." લલિતે જોયું તો આકાશમાં અનેક તારા પ્રકાશી રહેલા છે. મુસાફરે ગંભીર ભાવે કહ્યું "હે ગૃહત્યાગી બાલક ! વીચાર કરીને જો. તારી નજર સામે કેવડું વિશાળ રાજ્ય ચમકી રહ્યું છે ! નક્ષત્રની ઉપર નક્ષત્ર, ગ્રહની ઉપર ગ્રહ, ઉપગ્રહની ઉપર ઉપગ્રહ, જેની સીમા નથી, અંત નથી, વૃદ્ધિ

નથી, કેટલા કાળ થયાં એવીજ સ્થિતિમાં હશે તે કાણુ બોલી શકે! વિના અવાજે ખાલી વાતાવરણમાં એકભાવે ચિરંકાલ પોતાના ચક્ર મંડળમાં ફર્યા કરે છે. વિચાર કરીને જો કે એક દીવસ પણુ નિયમમાં ફેરફાર થતો નથી. એક દીવસ પણુ પોતાનો રસ્તો બદલતા નથી. એક દીવસ પણુ એક બીજા સાથે અથડાયા નથી. કેવું કૌશલ્ય ! શું શક્તિ ! શું પ્રણાલી ! એ અનંત પરિદ્રશ્યમાન બ્રહ્માંડનો વિચાર કરવા જતાં અનેક જોરાવર કલ્પનાઓ નિર્જીવ થઇ પડેછે. આ વિશાળ બ્રહ્માંડ કેવા સુનિયમે રચાયેલું ! આ વખતે કદી એકાદ નક્ષત્ર નીચે તુટી પડે, એકાદ ગ્રહ પોતાના ફરવામાં એક જરા જેટલો ફેરફાર કરે, તો જગતમાં મહા પ્રલય ઉત્પન્ન થાય, અને દેવતાઇ જગત પાયમાલ થઇ જાય ! જેમ દેવતાઇ જગતે જોયું, તેમ પ્રાણી જગતમાં પણુ તેજ પ્રમાણે છે. તું ધારીશ નહિ કે આજ તું ગૃહત્યાગી થયો છે એટલે એ નિયમને તાબે નથી; જ્યાં જ્યાં જા, જયાંજયાં રહે, ત્યાં ત્યાં તું એ અદ્રસ્ય નિયમને આધિન છે. તારે જવાના રસ્તાની હદ અદ્રષ્ય છે."

"જો જે, સાવધાન રહેજે. જે રસ્તો તારા ચાલવા માટેનો છે તેનાથી વિરૂદ્ધ જતો નહીં. તારૂં સુખ, તારી શાન્તિ, તારૂં ઐશ્વર્ય એજ રસ્તે છે. ફરી ફરી કહું છું કે બાળક યાદ રાખજે. તે રસ્તો મુકીશ નહિ, મુકવાથી દુઃખી થઇશ. કાંઇ ચિંતા નહિ, આ વિશ્વપતીના રાજ્યે કાંઇ ભય નથી. એટલું બોલી મુસાફર અદ્રસ્ય થયો. લલીતે ચારે બાજુએ જોયું, પણુ ફરીથી મુસાફર દેખાયો નહિં.

પ્રકરણ ૩ જું

૧

વિધુ, દરવાજો ઉઘાડતો ” ઘણુજ નહાના અવાજે રમણી એટલું બોલી. વિધુએ દરવાજો ઉઘાડયો, સંધ્યાકાળનો ઉજળો પ્રકાશ રમણીના મુખ મંડળપર પડયો. વનદેવી આજ મરણની પથારીએ પડેલી છે. સુંદર કાંતીમય ચહેરો ઝાંખો પડી ગયો છે, વિશાળ તેજસ્વી ચક્ષુ, શિથળ થઇ ગયેલાં છે અને સ્વરૂપવાન શરીર તદ્દન હાડકાં ચામડાંથી સુકાઇ ગયું છે. રમણી વળી નાના અવાજે બોલી “ વિધુ, બાપા આવે છે ? ” વિધુએ કહ્યું “ ના કોઇ નથી. ”

રમણીએ સંધ્યાસમે ગગન સામે જોયું. આકાશ તદ્દન સાફ નિર્મળ, એક વાદળું પણ નથી. ઉંડા વિચારમાં પડેલી રમણી પોતાના દિલમાં બોલી “ મરવા વખતે પણ મેળાપ થયો નહિં. વિધુ, એ કયાં છે ! ”

વિધુ—તમે શાંત થાઓ, શેઠ હમણાંજ સુવા ગયેલા છે તે સુતા છે.

વનદેવી—આહા ! વિધુ, આજ ઘણા દીવસ થયાં તેને ઉજાગરો છે; મરતાં મરતાં પણ મેં એમને કેટલું બધું દુઃખ દીધું !

વિધુ—એ તમે શું બોલો છો ? તમને વારંવાર એજ બોલવું યાદ આવે છે. મરવું શા માટે ? એ વાત તો ફરી બોલશોજમાં.

વનદેવી જરા હસવા જેવું મોં કરી બોલી, “ વિધુ, તું પણ સમજી શકતો નથી, મને મરવાને હવે વાર નથી; જા બાપુ, એકવાર

તેમને બોલાવ. પ્રેમકુમારી પણ કાલે આખી રાત જાગી છે, તે કદી સુઇ ગઇ હોય તો જગાડીશ નહિં. વિધુ શું જોઇ રહ્યો છે! જા જલદી કર. વિધુ, મારા સઘળા ગુન્હા માફ કરજે, મેં તને બહુ કષ્ટ આપ્યું છે.” વિધુ કાંઇ પણ બોલ્યા વગર ત્યાંથી જલદી ચાલ્યો ગયો, અને બહાર આવી જોરથી રડવા લાગ્યો. રડવાનો અવાજ સાંભળી ગુરૂદયાળ જલદી ઉઠી બહાર આવ્યા ને બોલ્યા “કેમ વિધુ શું થયું? એમ કહેતા કહેતા તરત વનદેવી પાસે આવ્યા. વનદેવી, સ્વામીને આવતા જોઇને પોતાનું ખૂલું માથું ચાદરથી ઢાંકવા ગઇ, પણ ચાદર માથાપર લાવી શકી નહિં: શેઠ બોલ્યા “વનદેવી ફિકર નહિં. વનદેવી માફ કરો.”

વનદેવી જરા હસીને બોલી શું માફ કરૂં! દોષ શું?

શેઠ—દેવી તને કેમ છે? ડાકતરને બોલાવવા માટે માણસ મોકલાવું?

વનદેવી—ઠીક છે, હવે ડાકટરને બોલાવવાની જરૂર નથી, તમે પાસે આવી બેસો.

શેઠ, પાસે જઇ બેઠા. વનદેવી બોલી “જરા વધારે પાસે આવો’ શેઠ વધારે નજીક બેઠા. દેવી ધીરે ધીરે બોલવા લાગી “હવે મને મરવાને વધુ વખત નથી. બોલો જોઉં વહાલા, આવું સુખ ભરેલું મોત કેટલાના નશીબમાં હશે? તમારા પગની ધુળ મારા માથાપર નાંખો. વહાલા, હું કેવા સુખે મરૂં છું. છટ છટ તમે રડશો નહિ, મારા સુખમાં તમે રડો શા માટે? આજ મેં બોલવાનો દિવસ મેળવ્યા છે, તેથી દીલ ખોલી બોલીશ. તમને મેળવીને હું ઘણી ઘણી

સુખી છું. તે સુખની ગણત્રી કે વજન થઇ શકે નહીં. જેનું વર્ણન કરવાને જીભ શક્તિવાન હોય નહિં તે સુખ સમજાવી શકાય નહિ, પણ અનંત સુખ પામી, તે હુંજ માત્ર જાણું છું. એ સુખ, તમે સમજી શકો નહિ. તમે ધારતા હતા કે મારે મારાં વસ્ત્ર નથી. ઉંચા દાગીના નથી તેથી હું દુઃખી છું. પ્રિયતમ ! મારા વહાલા ! જો હૃદય ખોલી બતાવાતું હોત, તો બતાવત, કે આ હૃદય તમારૂંજ સિંહાસન; એ હૃદયે વસ્ત્રાલંકારની જગ્યા નથી. એ જગ્યાએ તમેજ રાજા, તમેજ મારા અમુલ્ય અલંકાર હવે બીજા અલંકાર મને શા માટે જોઇએ ? તમારા વગર બીજા કોઇ સ્થાને મારૂં સુખ હશે તે મને બિલકુલ વિશ્વાસ નથી. એ વાત મને તમેજ શિખવી હતી; પણ તમે ભૂલી ગયા ને મનેય છે.

" હવે વધારે બોલતાં લજ્જા થાય છે, કેટલી કેટલી વાતો કહેવાની હતી, પણ તે સઘળી શું બોલી શકું ? હવે માત્ર એક વાત બોલી બંધ કરીશ. તમને યાદ છે ? પ્રેમકુમારીનું નાનું પાકેટ ખોલી તે જોવાને મને તમે બોલાવી હતી; તે દિવસે મેં તમને કહ્યું હતું કે એ ખુલાસો હું તમને કોઇ દિવસે કરીશ. આજે તેજ બોલીશ. તમે સમજી શકયા નહિં, પાકીટમાં એક સુકું ફુલ એટલો યત્ન કરી સાચવી રાખવાની જરૂર શું ? હું તે સઘળું સમજી છું, તે માત્ર નિર્મળ પ્રેમની નિશાની. જે જેનાપર નિર્મળ પ્રેમ રાખે છે તે તેની સામગ્રી પણ પ્રેમથી સાચવી રાખે છે. તમે પુરૂષો એ પ્રમાણે ગુણ ધરાવો છો કે નહિં, તે હું નથી જાણતી; પણ અમારો તો તે સ્વભાવજ છે. પ્રેમકુમારી લલીત ઉપરજ નિર્મળ પ્રેમ રાખે છે, એ મેં બહુ બહુ ખાત્રીથી નક્કી કીધું છે. મારા વહાલા!

આખરની મારી એટલીજ અરજ મંજુર રાખશો કે પ્રેમકુમારીનો વિવાહ લલીત સાથે કરજો. હવે હું જાઉં છું. પ્યારા, મને માફ કરજો, સુખ દુખમાં, સંપદ વિપદમાં, આ જન્મે વનદેવી હવે તમારી પ્રિયા થશે નહિં." વધારે વનદેવી બોલી શકી નહિં. સ્વામીના મુખ સામું જોતાં જોતાં આંખો બંધ થઇ. વનદેવીનો પ્રાણ, પોતાને અસલ રસ્તે ચાલ્યો ગયો, ને શેઠ વિના શબ્દે રડવા લાગ્યા.

મૃત્યુ, મૃત્યુ, મૃત્યુ! ચારે દિશાએ મૃત્યુ! ચારે તરફ હાહાકાર, ચારે દિશાએ આંસુ, ચારે દિશાએ દીર્ઘ નિઃશ્વાસ. જગતની સૃષ્ટી ઉપર થઇને હાહાકારનો જે અવાજ ફેલાય છે, તેને વિસામો નથી. દીર્ઘવિશ્વાસનું જે જોરાવર વાવાઝોડું જીંદગીના મેદાનમાં ફેલાય છે, તેને શાંતી નથી. અશ્રુજળની જે નદિ વહેતી થઇ છે, તેમાં દિવસે દિવસે, વરસે વરસે, યુગે યુગે વૃદ્ધિ થતી જાય છે, તેનો નાશ નથી. આ સંસાર ભલો, કે ખરાબ! સુખનો કે દુઃખનો! વાંચનાર! આ પ્રશ્નનો જવાબ કયારે આપશો?

---

## પ્રકરણ ૪ જું.

"આવોને બહેન આજ ઘણા દિવસ થયાં સાથે બેસી હસ્યાં નથી, આજ હસીએ! એક ચૌદ વરસની બાળીકા પોતાની સમાન વયની બાળીકાના ગળામાં હાથ નાંખી એ વાત બોલી. પ્રભાતનો પ્રકાશ ચારે બાજુએ ફેલાયોં હતો, સવારનો સુગંધી વાયુ વાતો હતો અને વૃક્ષપર પક્ષીઓ સુંદર સ્વરે બોલતાં હતાં. બાળીકાએ કાંઇ ઉત્તર સાંભળ્યો નહિ, ત્યારે સખીનું ગળું હાથથી જરા દાબીને બોલી "બેન એકવાર હસો, બેન! બહુ દિવસ થયા."

. જગતમાં સહુ કોઇ હસે છે, એકલાં તમેજ બ્હેન કેમ રૂઓ છો ?" કમળાના હર વખતના આગ્રહથી પ્રેમકુમારી જરા હસી. તે હસવું કમળાએ જોયું. શુદી બીજનો ચંદ્રમા જેમ અલ્પ દેખાઇ પાછો આથમી જાય છે, તેજ પ્રકારે પ્રેમકુમારી હસી. તે હસવું જોઇ કમળા ખુશી થવાને બદલે વધારે દીલગીર થઇ. અને આંખોમાં પાણી આવ્યાં. કમળા બોલી " ના ના સખી, હવે બીજી વાર તું આવું હસતી નહીં. શું મેં તને આવું હસવાનું કહ્યું હતું ? એ હસવું જોવાથી મારી છાતી ફાટી જાય છે. બ્હેન, એ હસવામાં આનંદ ક્યાં છે ? સુખ ક્યાં છે ? આશા ક્યાં છે ? એ શું કાંઇ હસવું બ્હેન ? હવે હસવાનું બનશે નહીં. " એટલું બોલી સખીની ગરદનપર ગરદન નાખી રોવા લાગી; બંને સખી રોઇ.

કેટલાએક વખત પછી આંસુ લોહી નાંખી પ્રેમકુમારી ધીરે ધીરે બોલી. " સુખ ક્યાં છે બ્હેન, કે સુખનું હસવું હસીએ ? બોલને બ્હેન ! હું જાગું છું કે આ સ્વપ્ન દેખું છું ? મને તો લાગે છે કે હું સ્વપ્ન દેખું છું. એમ ન હોય તો શું એટલી વાર જીવી શકું ? ચારે બાજુએ દિલગીરીનું વિશાળ વાદળા ચારે તરફ અંધકાર ! અરે મા ! આટલા અંધકારે શું માણુસો જીવી શકે ? હું કેમ કરી બચી રહી છુ ? " વધારે વાત પ્રેમકુમારીથી થઇ શકી નહીં. કમળાને ખભે માથું નાખી રોવા લાગી. સજળ નયને કમળા બોલી " બ્હેન તારે પગે લાગુ. હવે રોવું બંધ કર. આ જો, કેવાં ફુલ ખીલ્યાં છે ? ચાલ આપણે બે જઇને થોડાં લઇ આવીએ. " પ્રેમકુમારી આંખો લોહી નાંખી બોલી:—

" બહેન, એક દિવસ એ હતો કે ખોળો ભરી ફુલ લાવતાં, ને બેઠાં બેઠાં બહુ મહેનતે, ઘણી સંભાળથી હાર ગુંથતાં. એક જણને ગળે તે હાર પહેરાવવા બહુ બહુ ઇચ્છા થતી, પણ લજ્જાથી પહેરાવી શકતી નહિં. તેને પહેરાવવાની માળા બહુ યત્ન કરીને—એવો યત્ન મોતીના હાર માટે પણ કોઇ કરે નહિ—તેનાજ નામથી પાકીટમાં સાચવી રાખતી. મા જોતી તો, જોઇને હસતી, ને કેટલીક વાતો કહેતી. હું બનાવટનો ગુસ્સો ફેલાવતી, પણ મારા મનમાં કેટલો આનંદ હતો તે કેમ કરી બોલું ? મા, બધું સમજતી ને કહેતી " રાખ બહેન, તારા મનમાં એક ને હાર બીજું." આથી હું શરમાઈ જતી, ઘરમાં સંતાઇ જતી, બે હાથે મોં ઢાંકતા પણ લાજની શાન્તી થતી નહોતી. કેટલું સુખ, કેટલું સુખ, કેટલું સુખ ! ! બહેન એ દિવસ શું હવે પાછા આવવાના છે ? એ દહાડાએ ગયા ને એ સુખે ગયાં. તે દિવસની વાતો સાંભરે છે બહેન ? બે સખીઓ હાથ પકડી તરંગા નદીમાં ભૂસકા મારતી ઢીંગલા ઢીંગલીના વિવાહ કરતાં, જમવાનાં સામસામાં નિમંત્રણ કરતાં, ગાણું ગાતાં, ચાંદની રાતે બે સખી અગાસીપર બેસીને વિધુ પાસે વાતો કહેવરાવતાં, ને મા સાથે ઝગડો કરીને પણ જન્માષ્ટમીનો અપવાસ કરતાં ! તે દીવસે શું સ્વપ્નામાં પણ હતું કે આ દિવસ આવશે? બધી વાતો ગઇ ! ફકત એક છે, મરશું કયારે બહેન ? "

કમળા—તું એટલી અધિરી કેમ બને છે બહેન ? વળી સઘળું મળશે. ગભરાય છે શું કરવા ? વળી ફુલ લાવી માળા ગુંથીશું, તેને ગળે પણ પહેરાવજે; વળી પણ બે સખી આનંદે હસીશું, ખેલશું, જમશું, ગાઇશું, ને અજવાળી રાત્રે આનંદભેર રમીશું. સઘળું થશે નિરાશ, કેમ થાય છે !

પ્રેમકુમારી—મારા જેવી દુઃખણી કોઇ હશે, બેન ?

કમળા—ના બેન, એવી વાતો તો હવે કરીશમાં. તારા કરતાં અનેક દુઃખણી છે. દુઃખની વાત શું સાંભળવી છે ? હમણાં બોલીશ તો રૂવાટાં ઉભાં થશે. માણસોને માથે દુઃખ કેવાં પડે છે, તે તારે સાંભળવાં છે ? તો સાંભળ બહેન. આજ કેટલાંએક વરસની વાત છે, છતાં હજી પણ સાંભળી આવતાં શરીરમાં કમકમાટ છુટે છે. અમારા ચાકરે આવી મને તથા મારા ભાઇ લલીતને, જણાવ્યું કે કુસમને ત્યાં સૌ કોઇને કોલેરા થયુંછે. બાપાના બાકસમાંથી દવા લઇ ભાઇ ઘરમાંથી છાનો છાનો કુસુમને ઘરે ગયો, ને પછવાડે હું પણ ગઇ. ત્યાર પછી જે જોયુંહતું, તે કદી પણ ભૂલીશ નહીં. કુસુમની ઉમર તે વખતે ૨૦–૨૧ વરસની હતી, તેને બે બાળક હતાં. એકનું નામ વિનોદ, ને બીજાનું નામ પ્રફુલ્લ. જ્યારે અમે તેણીના ઘરમાં પહોંચ્યાં ત્યારે તેણીના સ્વામીનું તો મૃત્યુ થઇ ગયું હતું; તેણીએક બાજુએ પડી હતી. મોટા સંતાનને મરવાને વધારે વખત નહોતો, ને ફક્ત બોલતો હતો, “ મને જરા પાણી આપો, મરી જાઉ છું રે ” માને તાકાત નહિં હતી કે ઉઠીને જળ દે. કુસુમની આંખે આંસુની ધારા પડી રહી છે; પ્રાણથી પ્યારો સંતાન, જેને કેવાઃ પ્યારથી ઉછેરેલો, તે આજ પાણી પાણી કરતો માતાની સન્મુખે મરે છે; કુસુમને શકિત નથી કે તેને પાણી આપે; સન્મુખે તેણીનો મૃત સ્વામી, જે એક. વખત કુસુમના સુખ દુઃખે મદદગાર હતો, તેણે પ્રાણ ત્યાગ કીધો, તે કુસુમ પોતાની આંખે જુએ છે. નાનો પુત્ર, કુસુમના ખોળામાં સુતો સુતો મરી ગયો છે. અહા ! પુત્રના સ્વરૂપે, ખોળાને તેજસ્વી બનાવી દીધો છે ! કુસુમે એ સઘળું જોયું. કુસુમનું એ દુઃખ

જોઇ, અમારા દિલમાં કમકમાટ ઉડયો. નાના પુત્રને દવા પાઇ, પણ તે બચ્યોં. નહિં ૪.૫ વખત દવા પીવડાવવાથી કુસુમને આરામ થયો. અભાગિણી કુસુમનાં એ દુઃખો જોઇ કોણ કઠણ છાતીનો હશે કે દિલગિર નહિં થાય? દિવસ ગયો, અઠવાડીયું થયું, મહિનો થયો પણ કુસુમના અશ્રુજળનો પ્રવાહ અટકયો નહિ. સઘળા બોલતા હતા કે કુસુમ મરશે, પણ તે મરી નહિં. એક માસ પછી તેણીનો ભાઇ તેણીને પોતાને ઘેર લઇ ગયો. બોલ બેન! કુસુમ તારા કરતાં વધારે દુઃખી નહિં?

પ્રેમકુમારી બોલી " દુઃખની ઉપર દુઃખ છે અને સુખની ઉપર સુખ છે. દુઃખની શેષ સિમા કોઇ જોઇ શકતું નથી, સુખની પણ શેષ સિમા કોઇ જોઇ શકતું નથી. દુઃખ સાગરે પડેલો માણુસ બીજાનાં દુઃખ યાદ કરી દુઃખી થાય છે, અને સુખમાં રહેતો, પણ શેષ્ટ સુખની અભિલાષામાં દુઃખી હાલતે દહાડા પુરા કરે છે. સંસારમાં એજ એક વિચિત્ર કૌશલ છે!



પ્રકરણ ૫ મું

વૃદ્ધ હરીદયાળ એકલા બેઠેલા છે. વિશાળ ઘરમાં ચારે બાજુએ માંડણી ઉપર પુસ્તકો પડેલાં છે, વૃદ્ધ વચમાં એક "ઇઝીચેર પર પડેલા છે. દિવસ બરાબર ખુલ્લો નથી. આકાશમાં વાદળાં છે ને ઝીણો ઝીણો વરસાદ પણ પડે છે. શેઠનું મન પણ બરાબર સારૂં નથી; લલીત ઘરનો ત્યાગ કરી ગયો છે, કમળા પણ હવે બાપ પાસે બહુ વાર આવતી નથી. બાળકો દરરોજ પિતા પાસે

જે આસને બેસતાં, તે આસનો સઘળાં ખાલી પડયાં છે. ટેબલ ઉપર લલીતનાં સઘળાં પુસ્તકો પડેલાં છે, બહુ દિવસ થયાં તે ખોલ્યાં નથી. વૃદ્ધનું મન આજ બરાબર નથી; સમય જતો નથી, લલીત, કમળાને શિખવતાં અનેક સમય નિકળી જતો, પણ તેઓ તો આજ કોઇ પાસે આવતાં નથી. વૃદ્ધના દહાડા હવે જતા નથી. ઘર બધું ખાલી ખાલી લાગે છે, ને બધે અંધકાર જેવું દેખાય છે. શેઠે ઉઠીને બારી બારણાં સઘળા ખોલી નાખ્યાં, બહાર ઝીણા ઝીણા છાંટા આવે છે, મંદ મંદ પવન વાય છે, ને ઉગમણમાં મેઘની ગર્જના થાય છે, પણ એ સઘળું જોવાથી વૃદ્ધની તબીયત ખુશી થઇ નહીં. હરીદયાળ પાછા ખુરસીપર જઇ બેઠા. આજ હજુ સુધી કોઇ તેની પાસે આવેલું નહોતું. તદ્દન પોતે એકલા હતા. ચાકરને બુમ મારી બોલાવ્યો અને કહ્યું કે કમળાને બોલાવ. ચાકર ચાલ્યો ગયો, અને થોડીવાર પછી આવી કહ્યુ, " કમળા ઘરમાં નથી " એટલું કહીને વળી ચાલ્યો ગયો.

શેઠ વળી ખુરશીપરથી ઉઠયા ને ચોપડી વાંચવા માંડી. બેચાર પાનાં વાંચ્યાં પણ વધારે વાંચવું ગમ્યું નહિં, તેથી ચોપડી પાછી હતી ત્યાં મૂકી. વળી ચાકરને બોલાવ્યો અને બારી બારણાં બધાં બંધ કરાવ્યાં. ઘરમાં અંધકાર થઇ ગયો. શેઠ બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા " અરે ! મારી પાસે તો કોઇ આવવાને પણ ચહાતું નથી. કમળાને બોલાવતાં, ભયે ભયે આવે ને પાછી છળ કરી તુરત બહાર ચાલી જાય. ચાકર તો બેટો, એક મિનિટ પણ પાસે રહેતો નથી. ઓચીંતુ ગામના લોક સામું મળાયું હોય તો તે રસ્તો મુકી આડે રસ્તે જાય છે. સાપને જોવાથી જેમ લોકો બીકથી નાસે,

મને જોઇને પણ તેમજ નાસે છે. એનું કારણ શું? લલિત જતાં તો મારો સૌએ ત્યાગ કીધો. લલિત સાથે તો ફક્ત એક વાત કરી હતી કે, 'મારા ઘરમાંથી નીકળી જા' તેણે કેટલા આનંદ સાથે તે આજ્ઞાનું પ્રતિપાલન કીધું! એ શું થયું? મને સૌ કોઇ એકલો રાખવાને શા માટે ચહાય છે? મારા મનમાં તો આજ બહુ ગભરાટ થાય છે; કોઇ નથી, કે જેનો આશ્રય લઇ હું વખત કહાડું. એમ શા માટે થયું? આવી રીતે કેટલાક દિવસ જશે! જેનું હું ભલું કરવા ગયો, તે તો સૌ મારાથી ભાગતા ફરે છે. કેમ હું કોણ છું?" એટલું કહી વૃદ્ધે મોટો નિશ્વાસ મૂકયો. એવામાં ચાકરે આવી કહ્યું કે "બે લોક જણ તમને મળવા આવે છે' આવનારા બેઉ ભાઇ રતનપુરના ખેડુત હતા. તેમાં જે નહાનો હતો તે ધીરે ધીરે હરીદયાળ શેઠ પાસે આવ્યો ને બોલ્યો "શેઠ આ લ્યો તમારા રૂપિયા, એ અમને લલિત ભાઇએ આપ્યા હતા. ઘણા દુઃખના વખતે એ રૂપિયા અમને મળ્યા હતા, પણ ત્યાર પછી અમે સાંભળ્યું કે એ રૂપિયા માટે લલિત મોહનને ઘરમાંથી કહાડી મુકવામાં આવ્યા. એ સાંભળી અમે અમારા ઘર, બાર, ઢોર, ઢાંખર, સર સામાન સૌ વેચીને આ રૂપિયા એકઠા કીધા છે તે લ્યો. હવે અમારે ઘરબાર નથી. અમે આ દેશ મૂકી દીધો, હવે કોઇ બીજા દેશે જઇ બે ભાઇ મહેનત મજુરી કરી રળી ખાઇશું. તમો તમારા રૂપિયા લઇ સુખે રહો. લલિત ભાઇને ઘરે બોલાવો. અમારાજ વાસ્તે તમારો તિરસ્કાર લલિત ભાઇને હવે સહન કરવો પડશે નહિં." એટલું કહી જુવાન બાળકે શેઠને એક સો રૂપિયા આપ્યા ને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ચાલ્યા ગયા. શેઠ તેનો વહેવાર ને વર્તણુંક જોઇ બહુ

આશ્ચર્ય પામ્યા. મનમાં વિચાર થયો કે કેટલાક રૂપીયા ખેડુતને પાછા આપે; પણ લોભી જીવડાની છાતી ચાલી નહિં. એટલામાં વળી એક પુરૂષ શેઠની મુલાકાતે આવ્યો. તેણે આવીને કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર પ્રથમ તો ઘરનાં બારી બારણાં સઘળાં ઉઘાડાં મુકયાં. શેઠ, અજાણ્યા માણસને આમ કરતાં જોઇ જરા ગુસ્સામાં બોલ્યા, તમો કોણ છો સાહેબ ? જવાબમાં આવનાર પુરૂષ બોલ્યો, "કહું છું શેઠ" એટલામાં ચાકર હોકો લઇ આવ્યો. આવનાર પુરૂષે કહ્યું "ટેબલપર મુક" ચાકર તેમ કરી ચાલ્યો ગયો. વાંચનાર જાણે છે કે હરિદયાળ શેઠ તમાકુ આંખે પણ જોઇ શકતા નહોતા, ઘરમાં લાવવાની પણ મના હતી, પોતાના ઘરમાં નિયમથી ઉલટું કામ થતું જોઇ ડોસો વધારે ગુસ્સે થયા. મંદ અવાજે પરોણાને કહ્યું "તમે કોણ છો સાહેબ ? ભલા આદમી દેખાઓ છો !" પરોણો જરા હસતે મુખે બોલ્યો, "જરા ધીરજ રાખો શેઠ, કહું છું." એટલું કહી ખુરસી શેઠની નજદીક લાવી હુક્કાના ધુમાડા કહાડવા લાગ્યો. ધુમાડો શેઠને નાકે જતાં વધારે ગુસ્સે થયા, આવેલ પરોણો વૃદ્ધ ઉમરનો હતો, વાળ સફેદ થઇ ગયા હતા, પણ શરીરે તંદુરસ્ત અને સ્વરૂપવાન હતો. તે બોલ્યો સાહેબ આપનું નામ તો હરિદયાળ શેઠ કે ?

હરીદયાળ ગુસ્સામાં તપી ગયા હતા; સવાલ સાંભળીને બોલ્યા "હા સાહેબ મારૂં નામ હરીદયાળ. સાહેબ આપનું નામ અને નિવાસ મહેરબાની કરી મને કહેશો ?"

આવેલ પરોણો હોક્કાનો ધુમાડો કહાડતાં કહાડતાં બોલ્યો "સાહેબ, મારૂં નામ કાશીનાથદત્ત, હું મુંબઇ રહું છું. ગુરૂદયાળ શે-

કનો હું સસરો થાઉં."

હરીદયાળ—સાહેબને હુક્કો પીવાની ખુબ ટેવ દેખાય છે?

કા—જી, હા. શાસ્ત્રમાં લખ્યું છે કે હુક્કો નહિ પીવાથીપુનર્જન્મમાં શિઆળનો અવતાર લેવો પડે છે. સાહેબ તેજ ભયથી હુક્કો પીવો પડે છે. શિયાળનો અવતાર લેવો પડે તે તો બહુ ખરાબ.

આ વાત સાંભળી હરીદયાળ ખુબ હસ્યા. અને બોલ્યા "સાહેબ આપે શાસ્ત્રનું અધ્યયન ઠીક કીધું જણાય છે.

કા—જી હા, સાહેબ, નવરાશમાં હું શાસ્ત્રોજ વાંચું છું.

હરીદયાળ—સાહેબનું પધારવું અહીં શા વિશેકે થયું છે?

કા—હુકો પીતાં પીતાં બોલ્યા "મારા જમાઇએ તમારી પાસેથી કાંઇ રૂપિયા કરજે લીધા હતા, તે આપવા આવ્યો છઉં."

પૈસા મળવાની કાંઇ પણ આશા પેદા થતાં હરીદયાળ શેઠનો ચહેરો તેજ વખતે શાંતી પકડતો હતો, આ વખતે પણ હમજ થયું.

કાશીનાથદત્ત—આહા! શેઠ આપનુ મુખ રાજી થતું જોઇ હું બહુ ખુશી થયો. અત્યાર સુધી હું સમજતો હતો કે, જાણે હું આ લોકનો પરિત્યાગ કરી, પરલોકે એક અંધારા ઘરમાં, ઇશ્વરની પાસે મારા કરેલા પાપની કબુલત આપતો હોઉં! તમારૂં હસતું વદન જોઇ મારો તે ભ્રમ ખોટો પડયો.

હરીદયાળ શેઠ કાંઇ પણ બોલ્યા વગર લાંબો હાથ કરી બેઠા.

કાશીનાથદત્તે પાકીટમાંથી ૯૦૦૦ રૂા. ની ૯ નોટો શેઠના હાથમાં આપી. હરીદયાળ શેઠે અતિ આનંદે નાકે ચશમાં ચડાવી ધીરે ધીરે નોટોના નંબર તપાસી ઘણી સંભાળથી તીજોરીમાં મુકી.

કાશીનાથદત—કેમ શેઠ શરીર તો હવે ઠીક રહે છે ના ? વારૂ શેઠ, હાલ તમો એકલા કેમ દેખાઓ છો ? આ વિશાળ ભયંકર ઘર, તેમાં વળી મોટી મોટી ચોપડીઓ, કોઇ દિશાએ માણસનો તો શબ્દ નહિ, સન્મુખે ઝાડ પાન વગરનું મોટું મેદાન, સારો દિવસ પવન ફુકયા કરે છે, એમાં તમો એકલા માત્ર દેખાઓ છો. આમાં માણુસ એકલો કેમ રહી શકે ? હું તો ઘડીક રહ્યો તેમાં મુંઝાઇ ગયો. સાંભળ્યું છે કે તમે ખુબ રૂપિયા એકઠા કીધા છે પણ સાહેબ તમારૂં સુખ કયાં ?

હરીદયાળે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિં. કાશીનાથ દત ધીરે ધીરે ત્યાંથી ચાલ્યા ગયા.

હરીદયાળ શેઠ પોતાના મનમાં બહુ પરિતાપ કરવા લાગ્યા. હાય ! ઘણું નાણું પણ સુખ કયાં ? અરે ! સુખ, તારો સંબંધ નાણા સાથે હોય તો મારાથી વેગળું કેમ નાસે છે ? નાણા સાથે તારો સંબંધજ ન હોય, તો માણુસ તને મુકી નાણા પછવાડે કેમ જીંદગી ગુમાવે છે ? ભયંકર વ્યાપાર ! અરે સુખ ! તારે અને નાણાને કાંઇ સંબંધ નથી ? શું હું નાણાની પરવા ન કરૂં તો મારી પાસે આવશે ? શું અનેક નાણા વગરના મનુષ્યોને પણ તું તારી પછવાડે ફાંફાં નથી મરાવતું ? શું માણુસ તારી પછવાડે દોડવા કરતાં નાણાં પછવાડે દોડવા વધારે ચાહે છે ? અરે, સુખ ! એટલું તો ખરૂં કે નાણું હોય ત્યાંજ તારે જવું એમ તો નથી. શું તારી હાલતથી, તારા પરીણામથી, તને મેળવવાના ઇલાજથી અને તને સાચવી રાખવાની રીતથી મને નહિ વાકેફ કરે ? એટલું બોલતાં બોલતાં શેઠનાં આંખો બંધ થવા લાગી. ઘરમાં ધુમાડા જેવો દેખવા

દેખાતાં જાણે પોતાના કરેલા દરેક પ્રશ્નનો કાંઇક ગેબી શક્તિથી ઉત્તર આપતું હોય તેમ લાગ્યું. સુખ બોલ્યું.—

"અરે બુઢા! તારા જેવા પામરની જીંદગી આ સંસારમાં મારી મુલાકાત માટે નથી, તે તું શું નથી સમજતો? તારૂં ધારવું કાંઇક ખરૂં છે છતાં હું વધારે ખૂલાસો કરીશ. નાણાવાળાનું સુખ જોનારાની આંખો ખોટી હોય છે. મારો નિવાસ શ્રીમંત કરતાં ગરીબના ઘરમાં વધારે છે. મહાલક્ષ્મીની ટેકરી પર, ગુલશન બગીચામાં આવેલા લક્ષ્મીવિલાસ મહેલમાં, જમીનથી ૩।। ફીટ ઉંચાઇએ બીછાવેલા રીંકવાળા પલંગમાં સુતેલા લક્ષાધિપતીના કલેજામાં વાસ કરવા કરતાં, માંડવી બંદરના પુલ ઉપર ૧૨૦ તોલા આટાની રોટલી ૬૦ તોલા દાળ સાથે ચડાવી સાદડી બીછાવી સુતેલા શખસના કલેજામાં રહેવાનું હું વધારે પસંદ કરૂં છું."

"ચાર ઘોડાની ગાડીમાં અમુલ્ય વસ્ત્રાલંકારે શોભીતાં શેઠાણી પ્રિયતમને બગલમાં બેસાડી તોપખાનાને રસ્તે જવાનું લાલીયાને ફરમાવી રહ્યાં છે, તેમના પડછાયામાં જવાનું પણ મને પસંદ નથી ને મારી કોઇ દિવસ ત્યાં હાજરી પણ નથી."

"મને મેળવનાર, મારી કિમ્મત સમજનાર, મારી સંગતે રહેનાર અને મને ચહાનાર પુરૂષ આ જગતમાં નાણું, જશ, ઇજ્જત એ કોઇની પણ પરવા રાખતો નથી."

એટલું સાંભળતાં ડોસો જાગૃત થયા અને આકુળ વ્યાકુળ જેવા દેખાયા. નોકરને હાંક મારી બોલાવ્યો, ને પુછ્યું. 'કમળા આવી?' નોકરે જવાબ આપ્યો. 'ના જી.' એટલું કહી નોકર ચાલ્યો ગયો. વૃદ્ધ મનમાં વિચારવા લાગ્યા. મહા કષ્ટ! મહા કષ્ટ!

પ્રકરણ ૬ ઠું.

×

હવે તો સારૂં લાગતું નથી. આ લક્ષ વગરના, ઉદ્દેશ વગરના અને શાંતિ વગરના જીવનમાં સુખ કયાં? સુખ મેળવવા હજારો આશા બાંધેલી પણ એકે એકે કરીને સઘળી ચાલી ગઇ છતાં જેના માટે આશાતુર હતો તે સુખ તો જોયુંજ નહિ. ઉજવળ આશાતુર લીલા આકાશમાં સ્વતંત્ર વાદળાં માફક બાળ ઉમરનું જીવન કાંઇક મધુમય હતું. સોનાના રાજ્યમાં દુઃખની સત્તા હતી નહીં. વિચાર તો હતો કે વાસના પુરી થશે, આશા મટશે, અને સુખી થઇશ પણ મારી એ ધારણાનું સ્વપ્નું જુઠું પડયું. ચંડાળ વાસનાને તૃપ્ત કરવા માટે મેં જેમ જેમ કોશીશ કિધી તેમ તેમ તે વધતી જોરાવર થતી ગઇ. આશા પુર્ણ કરવાના મનોરમાં મેં જેમ જેમ પ્રયત્ન કીધાં, તેમ તેમ તે ચંડાળ પણ જોરાવર બની અને મને વિદ્વાનના વચનની સત્યતા કરી બતાવી.

॥ आ म्रतयुतो नैव मनोरथा नामन्तोस्ति पिज्ञात मिदं मयात्र मनोरथासक्ते परस्य चितं नजायतते वै परमार्थ संगी. ॥

(મનોરથનો મરણ પર્યંતમાં પણ અંત આવવાનો નથી, અને મનોરથમાંજ અતિ પ્રીતિવાળા પુરૂષનું ચિત્ત કદિપણ પરમાર્થ પ્રાપ્ત રહેતું નથી) એ હવે યથાર્થ મારા જાણવામાં આવ્યું. ત્યારે આ શું જીવન? કોણે વિચાર કીધો હતો કે જીવન આવું કઠોરને દુઃખ ભરેલું છે? કોણે ધાર્યું હતું કે સંસારે સુખ તો માત્ર નામ લેવા માટેજ છે? કોણે ધાર્યું હતું કે આશા માયાવિની? જીવન સ્વપ્ન મય! સુખ, સુખ, કરે છે પણ દિવાના! આ સંસારે સુખ કેવું?

શાંતી કેવી ? મનુષ્ય તો ફકત ખેલવાનું ખીલવણું ! રમકડું માત્ર ! સુખની આશામાં ને આશામાં ઝાંઝાં મરાવતો સંસાર, સુખને કયાં સંતાડી મુકે છે, તેની સમજ પડતી નથી. આશાનો રસ્તો એવડો મોટો દેખાય છે કે જેની સીમાજ નહી. સુખ ! આ સંસારે સુખ ! છટ ! સુખ સંસારમાં રહેતુંજ નથી. સૌ છાયા બાજી ? આશાની પછવાડે આશા ! જેની કાંઇ સંખ્યા નહિ. વિચારની ઉપર વિચાર તેની કાંઇ હદ ખરી ! એ સમુદ્રને કાંઠે હશે ? સઘળી મહેનત માત્ર ફોગટ, સઘળી ચેષ્ટાં એ વૃથા, અને હૃદયની સઘળી આકુળતા, વ્યાકુળતા સર્વ વિફળ. ત્યારે જીવવાનું ફળ શું ? ભવિસ્યમાં તો ઘોર અંધકાર છેજ. એક આશાનો ફણગો હદયમાં હજી સજીવન છે. બાળપણુમાં જીવતરને રસ્તે એક સંગીની હતી. મોટા અંધકારમાં એક આનંદદાયક દીપક હતો. તે મારા અંતઃકરણની ઘણી પ્યારી વસ્તુ હતી, અને મેં ધાર્યું હતું કે તેના હદયમાં મારા ઉદાસી હૃદયની સઘળી આશા, હર્ષ અનુતાપ અને અસ્રુ જળ ઠાલવીશ. મેં વિચાર્યું હતું કે, મારૂં શાંતીમય હૃદય તેના હૃદયપર રાખી શાંતીનો લાભ લઇશ. પણ લાચાર તે આશાનો દિપક દિવસે દિવસે નબળો થતો જાય છે.



આ દેશમાં તો સુખ નથી. એવો કોઇ દેશ નહિં હશે કે જ્યાં પેદા થતાવેંતજ આશા શાંત થાય ને વાસનાની તૃપ્તિ થાય? એવો દેશ શું નથી, કે જ્યાં જેનાપર અગાઢ પ્રેમ હોય ત્યાં તેની સાથે મળવું થાય! જે ઠેકાણે મુલાકાતમાં વિઘ્ન નહિં, જેનો વર્તમાન અતીત, જ્યાં ભવિષ્ય નથીજ જેની સીમા નહીં, જ્યાં અંત નાં, જ્યાં વૃદ્ધપણું નહિં, વ્યાધી નહિં, મૃત્યુ નહિ, ભય નહિં,

એવો દેશ શું નહિં ? કોણુ જાણે ! કોણુ બોલી શકે ? આ જીવન રૂપી સમુદ્રને સામે કિનારે શું હશે તે કોણુ બોલી શકે ! એજ આશાનો પોટલો બાંધી જીવવું ! વળી એજ આશા એજ માયા ! ભ્રમ ! ભ્રમ ! ભ્રમ !

જ્યારે આશા મટતી નથી, ત્યારે હૃદયમાં એ અભાગણી આશાનો પ્રવાહ કોણે વહેતો કીધો ! વાસના જ્યારે તૃપ્ત થતીજ નથી, ત્યારે આ અનંત વાસના હૃદયમાં કોણે ઠાલવી દીધી !

આ મોટી મોટી આશા અને વાસના માણુસના કેવળ દુઃખનેજ વાસ્તે છે. પશુ અવતારમાં જન્મ કેમ નહિ આવ્યો ? એમ થયું હોત તો, આહાર વિહાર અને નિંદ્રામાં તો સુખી રહેતે. આ અંતઃકરણુ, ચંડાળ વાસના સાથે લડી લડીને ઘાયલ થતે નહિં. હમેશાં વિચારના દરિયા સાથેજ લડાઇ કરૂં તેમાં શું સુખ ? હાય ! માણુસ અતિશય ક્ષુદ્ર, અને અતિશય અસુખી, ઇચ્છામાં જોરાવરને શક્તિ નહી; ઉઠવા ચાહે પણુ પગે લોહની બેડી તેથી તાકાત નથી કે ઉઠે.

સંધ્યા સમય એક નદી કિનારે બેઠો બેઠો લલીત ઉપર લખ્યા વિચારો કરતો હતો. થોડી વાર પછી લલીત પાછુંવાળી જુએ છે તો એક નહાની બાળીકા પાણીનો ઘડો હાથમાં રાખી ઉભી ઉભી રડે છે. બાળીકા ૧૨-૧૩ વર્ષની ઉમરની સ્વરૂપવાન હતી. આંખો રાતી થયેલી, મેલું શરીર અને અંગે અતિશય મેલું વસ્ત્ર પહેરેલું હતું. માથાના વાળ જાણે કોઇ દિવસ તેલ તો નાખ્યુંજ ન હોય તેવા અને શરીરે કાંઇ પણુ અલંકાર હતોજ નહિં. બાળીકાને રોતી સાંભળીને લલિતે પુછયું. "કેમ તમે રડો છો ?" બાળીકા ઘણી વારે રોતી રોતી બોલી

"ધારે તો કોઇ નથી, મને આ બેડું કોણ ચડાવશે ? તમે જરા ચડાવોને ! " તેજ વખત લલીત બેડું ચડાવવા લાગ્યો. લલીતે પુછ્યું " પણ તમે રડો છો શા માટે ? " બાળીકાએ કાંઇ જવાબ ન આપતાં પોતાના હાથ ઉંચા કરી ઘાયલ થએલ પડખું બતાવ્યું તેમજ ઓઢવાનું વસ્ત્ર દુર કરી વાંસામાં લાલચોળ સળ પડેલા દેખાડયા. આ સઘળુ જોઇ લલીતનાં હાડ ધ્રુજવા લાગ્યાં. લલીતે પુછ્યુ. " બોલતો બાઇ આ કસાઇના જેવું ચંડાળ કામ કોણે કર્યું ? " બાળીકાએ કહ્યું ' જે ડોસીના ઘરમાં હું રહું છું તે ડોસીએ. '

લલિત—તે તમારે શું સગી થાય. ?

બાલિકા—તે તો હું નથી જાણુતી.

લલિત—તેણે આવું કામ કેમ કીધું ?

બાલિકા—મારો એક વાંક થવાથીજ તેણે મને મારી છે. એક સખી સાથે હું આજે રમતી હતી તેથી ઘરના કામમાં જરાવાર થઇ ગઇ તેથી ઝાડુ કહાડવાની સવારણીથી મને ખુબ મારી. હું રોજ માર ખાઉં છું, પણ આજ કાંઇક વધારે થયું છે.

આટલું બોલી બાળકા વધારે રડવા લાગી. લલિતની આંખમાં પણ પાણી આવ્યું. તે બોલ્યો ' ત્યારે તમે તેની પાસે શા માટે રહો છો ? '

બાલિકા—કયાં જાઉં વારૂ ?

લલિત—તમારે કોઇ નથી ?

બાલિકા—ના.

ધી અમરસીંહજી પ્રેસ
અમદાવાદ




……તે બાળકના માથાના વાળ ઓળતીઓળતી બોલી જે દેશમાં તમારૂં ઘર છે, તે દેશનાં સૌ માણસો તમારા જેવાં ભલાં છે ?

એટલું કહી ઘડો માથે ચડાવ્યો પણ શરીરની વેદનાથી ભારે ઘડો તે બાળકી ઉપાડી શકી નહિ. લલિત બોલ્યો " લાવ તારો ઘડો હું લઉં ને તારે ઘેર મુકવા આવું." બાળકીએ બહુ એ ચતાણુ કીધી પણ લલિત કબુલ થયો નહિ, અને ઘડો લઇ તેણીને ઘેર મુકવા ગયો.



## પ્રકરણ ૭ મું.

એક બાળકીના ખોળામાં માથું મુકી એક બાળક સુતો છે. બાળકી તે બાળકના માથાના વાળ જોતીજોતી બોલી ' જે દેશમાં તમારૂં ઘર છે તે દેશનાં સૌ માણસો તમારા જેવાં ભલાં છે ?

લલિતે ઉત્તર આપ્યો. ' હા. '

કેટલીકવાર પછી લલિત બોલ્યો ' મલિના તું મારી સાથે આવશે ? '

મલિના—હા.

લલિત-ભય તો નહિ કરે ?

મલિના—ના.

લલિત—કદી હું તને મારી નાખું તો !

મલિના—મરીશ.

લલિત—જો કદી હું તને કહાડી મુકું તો !

મલિના—તો પણ મરીશ.

લલિત કેટલીકવાર ચુપ થઇ બેઠો.

પછી મલિના બોલી-"ત્યાર ત્યારે તમારે પણ કોઇ નથી ?"

લલિત—ના.

મલિના—ત્યારે તમે પણ મારા જેવા ગરીબ છો ?

લલિત—હા.

મલિના—ઠીક !

થોડીકવાર પછી બાલિકા બોલી " હું સઘળું કામ જાણું છું. તમારૂં નાનું એવું ઘર હું રોજ લીંપી આપીશ, તમને ભાત રાંધી દઇશ, બિછાનું બિછાવી દઇશ, તમારાં કપડાં ધોઇ આપીશ, ફાટેલાંને સાંધી આપીશ અને તમે મારશો તો રોઇશ પણ નહિ. કહો ઠીક કે ?

લલિત બાલિકાની સરળતા જોઇ બહુજ આશ્ચર્ય પામ્યો. " ઠીક મલિના, તારે ને મારે બહુ સુખ થશે. હું થોડું લખતાં વાંચતાં જાણું છું તે ફુરસદને વખતે તને શીખવીશ. "

મલિનાનું નાનકડું હૃદય આનંદે નાચવા લાગ્યું. જન્મથી આજદીન સુધીમાં મલિનાએ આવો આનંદ કદી જોયો નહોતો. દુખીણી છોકરીએ સંસારમાં આવીને અત્યધિ દુષ્ટ વાતો સીવાય, ભલી વાતો કદી સાંભળી નહોતી. માર વગર બીજો આદર કદી મેળવ્યો નહોતો—ઓ તિરસ્કાર સિવાય બીજો કોઇ બોલ તેણે સાંભળ્યો નહોતો. ગુસ્સા ભરેલા ક્રોધાળ ચહેરા સિવાય આનંદ અને સ્નેહભરેલું મોં તેણે કોઇ દિવસ જોયું નહોતું તેનું નાનકડું અંતઃકરણ સ્નેહથી ઉભરાઇ ગયું અને આંખમાં પાણી આવી ગયાં. બે છાંટા આંસુના લલિતના કપાળ પર પડયા. લલિત બોલ્યો "એ શું મલિના ! તું રડે છે શા માટે" ? મલિના આંખો લોહીને બોલી " હું વિચાર કરૂં છું કે તમે કોણ હશો ! "

લલિત વિચાર કરવા લાગ્યો કે "એક બાલિકાને મેં સહેલાઇથી મેળવી છે. એનું સારી કોશીશથી પાલણુ પોશણુ કરીશ અને એને લખતાં વાંચતાં શીખાવીશ. મલીના આજ સુધી એક અગોચર ભૂમીમાં દટાએલા હીરા માફક હતી. કોણુ બોલી શકશે કે તેણી એક દિવસ અમૂલ્ય કોહીનુર નહિં થઇ શકે? તેનું સુંદર અને નિર્મળ અંતઃકરણુ જ્ઞાન રત્ને ભૂષિત થતાં તે જગતમાં અમુલ્ય થશે તેમાં કાંઇ સંદેહ નહિં. મલીનાને માબાપ, સૌ હયાત છે; તેની પણુ શોધ કરવી પડશે. આ કામ, મારાં સઘળાં કામોમાં મુખ્ય છે. મારા માથા પર જે ગુરૂભાવ આવી પડયો, તે ઉઠાવવાની હું પુરતી કોશીશ કરીશ. હજુ મરવાનો સમય આવ્યો નથી; છતાં જો મરૂં, તો મલીનાને સુખી દેખી મરૂં."

આ બાજુએ મલીના બેઠી બેઠી સુખનું સ્વપ્ન જુએ છે. મલીનાનું સુખ શું? મલીના સારા વસ્ત્રની ચાહના રાખતી નથી, અલંકાર તેણીને જોઇતા નથી, સારૂં ઘર તે ચાહાતી નથી. અને ભલો ખોરાક પણુ તેણીને જોઇતો નથી, મલીના ફક્ત પ્રેમ ચાહે છે. એક વાર સ્નેહની દ્રષ્ટીએ તેની સામું જુઓ! તેજ અંતઃકરણુ સુખી થશે. બે ચાર સારી વાતો કરો, તેણી તુરત ગળી જશે; તે કેવળ પ્રેમનીજ ભૂખી છે. તેને વળી બીજું સુખ શું? તેના ક્ષુદ્ર હૃદયમાં બીજી કોઇ પણુ આશા નથી. મલીના તેજ આનંદે આજ સુખનું સ્વપ્નું જોતી હતી. મલીના એક એકવાર લલીતના મોં સામું જોતી. આહા! મુખ કેવું સુંદર! આવું સુંદર મુખ મલીનાએ કદી જોયું નહોતું.

પુનેમનો ચંદ્ર આકાશે પ્રકાશી રહ્યો હતો; તારા પોતપોતાના સ્થાને ચળકી રહ્યા હતા, એવા સમયે લલીત, મલીનાના ખોળામા ઉંઘી ગયો. મલીનાને ઉંઘ આવી નહિ, તેણે તો લલીતનો ચેહરોજ જોયા કીધો. આખર તે ચહેરો ચોર ચોરી કરી ન જાય માટે અંગ પર ઓઢેલા વસ્ત્રના છેડાવતી ઢાંકી દીધો.

આ ઉજડ જેવા જંગલમાં આશાતુર ઉમેદવાર રઝળતી રખડતી હાલતે એકલો ફરતો હતો તેના પ્રેમનો ગ્રાહક કોઇ હતું નહિં તે હવે મળ્યું.

---

# વિભાગ ત્રીજો.



પ્રકરણ ૧ લું.

×

વરસાદની મોસમ શરૂ થઇ છે, આકાશ વાદળાંથી ઘેરાયેલું છે અને રાત દિવસ ઝીણા ઝીણા છાંટાથી વરસાદ વરસે છે. શોકાતુરના હૃદયને થરથરી છુટે, તેમ આકાશમાં ગર્જના થઇ રહી છે. સઘળાં પશુ પક્ષી પોત પોતાને ઠેકાણે ગએલાં છે,ફકત થોડા કાગડા ભીંજાએલી પાંખે ઝાડની ડાળી ઉપર બેઠેલા છે. મુંબઇ, ખંબાલા હીલમાં આવેલા બંગાલામાં એક બાલિકા બીજા માળની બારી ઉગાડી મુકી બેઠી છે. બંગાલાની ચારે બાજુએ સુંદર બગીચો અને પુર્વ પાસ એક સ્વચ્છ પાણીનું ભરેલું નાનકડું તળાવ હતું. સરોવરના પાણીની સપાટી ઉપર વરસાદના છાંટા પડતાં કેવો આનંદ ઉપજાવનારો દેખાવ થઇ રહે છે! તે પેલી બાલિકા બીજા મજલાની બારીમાં બેસીને જોતી હતી. બાલિકાના મુખનો દેખાવ કાંઇક ઉદાસ હતો. પ્રકૃતિની સાથે મનુષ્યના હૃદયનો કેવો વિશેષ સબંધ છે! પ્રકૃતિ હસે તો મુખનો દેખાવ હસતો દેખાય, અને પ્રકૃતિના દુઃખે આખું શરીર દુઃખમય! કેવી કુદરતી રચના!

બાલિકા ન જાણે તેમ એક ફુટતી યૌવાવસ્થાવાળી કામિની ધીરે ધીરે પછવાડે આવી. કામિની બાલિકાની બાલ્યાવસ્થા પૂર્ણ થઇ દેખાતી હતી ને યૌવનાવસ્થાનો આભાસ શરીર ઉપર દેખાવા લાગ્યો હતો. આશરે પંદરેક વરસની ઉમર હતી. ધીરે ધીરે આવી બાલિકાની પછવાડે ગુપચુપ બેસી ગઇ. થોડીકવાર બેઠા પછી પોતાના

નાનકડા હાથના બંને પંજા એકઠા કરી એક થાપો આસ્તેથી ઓચિંતો બાલિકાની પીઠ ઉપર મારીને બોલીઃ—

"હેં બેન! કેટલો વખત થયાં તારી પછવાડે બેઠી છઉં, તેતો તારા સમજવામાં નહિં હોય, કેમ વારૂ ? બોલતો બેન, વારૂ તને થયું છે શું ? આખો દહાડો વિચાર કરતાં કરતાંજ પૂરો કરે છે. બોલતો ખરી બેન તારા જીવને શું થાય છે ?"

પ્રેમકુમારી, અણચિંત્યા અવાજે ગભરાઇ ગઇ હોય તેમ દેખાઇ. જરા શાંત થઇને બોલી. "ત્યારેજ તો બેન તારામતી, તું ક્યારની આવેલી છતાં મેં જાણ્યું નહિં, કોણ જાણે મને શું થયું છે તેની સમજ પડતી નથી."

તારાકુમારી બોલી, "ઠીક બેહેન, બાળક સમજાવવાં તને બહુ સુગમ છે, વારૂ જેનો વિચાર કરે છે તેનોજ કર; બેહેન, એ સ્થાને મારા જેવી સખીનો સમાવેશ થાય નહિ. વારૂ એતો બધું રહ્યું, પણ આ તાહરૂં કવીનાઇન પીધા જેવું મોં આનંદમાં લાવીશ કે ઉઠી જાઉં ? એટલું એટલું કરતાં પણ આંખમાંથી આંસુ જાતાં નથી. બહેન, આ ગુલી ગરીબની ચોપડી તું વાંચી રહી હો તો મને આપ, મને તે વાંચવીબહુ ગમેછે. ગુજરાતી ભાષાપર પારસી લખનારનો એટલો બધો કબજો હશે તેતો હું મુદ્દલ જાણતી નહિ હતી. શું મજાની ભાષા! સરળ રાખેલી છે! આજકાલના વાર્તા લખનારા, લખાણ ઉપરથી પોતાની વિદ્વતા, લોકો જાણે ભારે ભારે બોલો જોઇનેજ, કબુલ કરતા હોય તેમ સમજે છે. ખાવાને કીધેલી રોટલી ખાવાના કામમાં ન આવે તો રસોયો કામનો શું ? સંસારી લોકો સહેલાઇથી સમજે તેવું લખાણ ગુજરાતી ભાષામાં જો વધારે ઉપયોગી થઇ પડે તેવું

લખાયું હોય, તો આ કાબરાજીનું લખાણ છે. શાંન્ત સમુદ્રમાં, ધીમું તરંગ જેમ એક વહનની સંગે આખો આટલાંટીક મહાસાગર ફરી વળે છે, તેમ આ શેઠનું લખાણ શરૂઆતથી આખર સુધી એકજ ભાવે, જેવીને તેવીજ સરળતાએ પુરૂં થાય છે. અરે બહેન, આજના સુધારાના વિવેક પ્રમાણે મેં ભૂલ કરી. "કાબરાજી" નામ પહેલાં "મી." બોલી નહિં, પણ શી ચિંતા છે? સાંભળનાર તો હું ને તું બેજ છીએ. અને વળી કાબરાજી કાંઇ એવા તડાકભડાકીયા સુધારાને આધિન થઇજાય તેવા નહિ હોય. અરે બહેન, દુઃખની શું વાત કહું! કેળવણી વગરનો જન્મ તો પશુ જેવો છે. ઇશ્વરની એટલી મહેરબાની કે......(એટલું બોલતાં તારાકુમારી શરમાઇ ગઇ,)

પ્રેમકુમારી—બોલને બ્હેન અટકી કેમ ગઇ? બોલને "પ્રાણપતિ વિદ્વાન મળ્યા છે. એજ કહેવું છે કે બીજું? તું સ્વામીવાળી બ્હેન જેથી જ્યારે ત્યારે મોંપર એનું એજ નામ આવે છે.

"ગુલી ગરીબ' મેં બહુવાર વાંચી છે. ભલે તું લઇ જા બ્હેન જ્યારે મારા પિતા હયાત હતા, ત્યારે એ ચોપડી મને પાસે બેસાડીને વંચાવતા. એ ચોપડીના લખનારની તો મારા બાપ બહુજ તારીફ કરતા."

મુંબઇમાં કન્યા કેળવણી બાબત એ ગૃહસ્થે બહુ બહુ મહેનત કરેલી એવું માહારો બાપ હરવખત કહેતા. જુના વિચારના લોકો જ્યારે સ્ત્રીઓને કેળવણી આપવાની રીતને નાપસંદ કરી આડે આવતા, ત્યારે એ ખંતીલા ગૃહસ્થે સ્ત્રી કેળવણીના ફાયદા બાબત લોકોને કેવી કેવી ઉત્તમ સમજ પાડી હતી, તેનું માહરા બાપાએ એક વખત, માહરી પાસે નીચે મુજબ વર્ણન કરેલું હતું"

આ સંસાર માંહેલી સજીવ અને નિર્જીવ મળી સઘળી ચીજો વણે ભાગે માણુસોના ઉપયોગમાં આવે છે. માણુસો જે જે પ્રાણી પદાર્થને પોતાના ઉપયોગમાં લે છે તે પહેલાં તે પ્રાણી કે પદાર્થને ઉપયોગમાં લેવા લાયક બનાવવો જોઇએ છીએ. ગાડીમાં જોડવાને નવો આણેલા ઘોડો ચાલવાની રીતભાત શિખવ્યા પહેલાં જે શખસ ગાડીમાં જોડે છે, તેના શરીરની સલામતીની ખાત્રી કોઇ આપી શકતું નથી. રીતભાતથી અજાણ્યો ચાકર વિવેક શિખ્યા અગાઉ લાયક ઘરમાં યોગ્ય રીતની ચાકરી કરી શકતો નથી. ખાવાની રોટલી આટાને યોગ્ય કેળવ્યા વગર જેવી જોઇએ તેવી થાય નહિં. હાથમાં પકડવાની લાકડી, અને જંગલનું ઝાડ બંને કાઠ છે તો પણ દેખાવમાં મોટો તફાવત છે. જો યોગ્ય કેળવણી આપી નહોત તો એ લાકડી માણુસના હાથમાં પકડવા લાયક થાત નહિ. કાપડના તાકા યોગ્ય કારીગરી વગર પહેરવાના કપડાં તરીકે માણુસના ઉપયોગમાં આવી શકતા નથી. જરા જેટલી લખવાની કલમ કે પેન્સીલ, જે આપણુને સાધારણ જણાય છે તેને પણ યોગ્ય રીતે તૈયાર કરવા પહેલાં કામમાં લઇ શકતા નથી.

એવી રીતે સંસારના બીજા પ્રાણી અને પદાર્થો પણ યોગ્ય કેળવણી સિવાય નકામાં છે; ત્યારે મનુષ્ય કેજે આ સંસારમાં સર્વોત્તમ સર્વોત્કૃષ્ટ પ્રાણી ગણાય છે તે કેળવણી વગર પોતાની ફરજ યથાર્થ રીતે કેમ બજાવી શકે તે સમજાતું નથી. માટે સાબીત થાય છે કે આ સંસારે મનુષ્ય જીંદગીનો જે દાવો કરનાર પ્રાણી, જ્યાં સુધી યોગ્ય કેળવણી ન લે ત્યાં સુધી મનુષ્યપણાપર શું હક ધરાવી શકે તેની સમજ પડતી નથી.

હવે મનુષ્ય માત્રે જો કેળવણી લેવીજ ઠરે તો સ્ત્રીઓનો મનુષ્યમાં સમાવેશ થાય છે કે કેમ તે આપણે તપાસવું જોઇએ. આ સંસારરૂપી રથ બે ચક્કર વતી ચાલે છે, તેમાં એક ચકર તે પુરૂષ અને બીજું ચાક તે સ્ત્રી; સ્ત્રી વગર પુરૂષ એકલો મનુષ્યમાં ગણાય કે કેમ ? તેની શંકા છે. સોપારી કાપવાની સૂડીનું એક ફળ ગુમ થયું હોય, તો બાકીનું ફળ સૂડી કહી શકાય નહિં, તેમ તેના એકલાથી સૂડીનું કામ પણ થઇ શકતું નથી. કપડું કાપવાની કાતરનું માત્ર એકજ ફળ, તે કાતર કહી શકાય નહિં અને કાતરનું કામ પણ કરી શકતું નથી. આટો પીસવાની ઘંટીનું એક ચાક માત્ર ઘંટી કહી શકાય નહિં, તેમ તેનાથી ઘંટીનું કામ થઇ શકે પણ નહિં.

તેજ માફક સ્ત્રી વગરનો પુરૂષ એકલો મનુષ્યમાં ગણાય નહિ, અને મનુષ્ય તરીકેની સંસારમાં પુરેપુરી ફરજ બજાવી શકે નહિં, એટલા માટે સ્ત્રીને પુરૂષની અર્ધાંગના કહેલી છે.

હવે જેનું અરધું અંગ સબળ અને અરધું નિરબળ, તેવો પક્ષઘાતનો રોગી પુરૂષ સંસારનાં કામો માટે નકામો ગણાય. એક ચાક સબળ ને બીજું નિરબળ એવી સંસારીક ગાડી વેગને માટે નકામીજ છે.

આ સંસારીક રાજ્યમાં ગૃહ વિભાગે પુરૂષ જો રાજા ગણાય તો અર્ધાંગના તેનો માનીતો વજીર છે. જે રાજ્યનો વજીર મૂર્ખ, તે રાજ્યની પાયમાલી નજીકમાં છે.

ઉત્પન્ન થતી સંતતીના મગજમાં બાળ ઉમ્મરે ઉતારેલી નીતિની કેળવણી આખી જીંદગીપર્યંત જોરાવર સ્થિતિએ ટકી રહે છે. જ્યાં

મૂર્ખ માતા ત્યાં બાળકોના ભવિષ્યની સારી આશા કદી રાખી શકાય નહિં, અને જે બળકોના ભવિષ્યના આધારે દેશની ચડતીની આશા, તે સઘળી વ્યર્થ જાય છે.

મૂર્ખની સંગત ગમે તેટલો વિદ્વાન હોય પણઃપોતાની જીંદગીનો લગભગ અરધો ભાગ તેને પોતાની, મૂર્ખ ભાર્યા સાથે કાહાડવો પડે છે તો તેની જીંદગીના શા હાલ ?

અલબત ફેશનેબલ અને તડાકભડાકીયા નવ જૂવાનોએ પોતાની રેહેણી કરણી માફક સ્ત્રી કેળવણીને ફેશનેબલ બનાવી, લાભને બદલે નુકશાન પ્રજાની આંખ પાસે પહેલાં રજુ કીધું છે, અને તેથીજ પ્રજા, સુધરેલી સ્ત્રી કેળવણી આપવા કરતાં મૂર્ખ રહેવું વધારે પસંદ કરે છે.

ફેશનેબલ કેળવણીએ સ્ત્રીઓની જીંદગીના જેવા હાલ કીધા તેનાથી તો જરૂર પ્રજાએ નુકશાનજ જોયાં છે પણ તેથી કાંઇ સંગીન અને વાસ્તવીક કેળવણીને લાંછન નથી.

આટાને સારી રીતે કેળવીએ તો તે સુંદર સ્વાદિષ્ટ રોટલીને માટેજ અને તેમછતાં જો રોટલીના કામમાં ન આવે તો તે કેળવાએલો આટો ઊકરડે નાંખવો પડે. ઘોડાની કેળવણી ગાડીના કામમાંથી દૂર કરાવતી હોય તો તે નિર્થક છે. તેમજ સંસારીક કામકાજોમાં ઉપયોગી કાર્ય સ્ત્રી કેળવણી માટે ઘણાં જરૂરનાં છે, અને કેળવણી જો તેનાથી ઉલટાં લક્ષણ આપતી હોય તો તેવી કેળવણી સ્ત્રીઓને નુકશાન કરનારી છે.

બુટ સ્ટોકીંગ પહેરતાં શિખવું, હાથમાંથી પડી ગયેલો રૂમાલ

ધણી પાસે લેવડાવી, ધણીને સભ્યતા શિખવવી, વૃદ્ધ સાસુસસરાને જૂના જમાનાનાં મૂર્ખ સમજી તેનું અપમાન કરવું, જરા જરા બાબતમાં સ્વભાવને ચીડાઇ જતાં શિખવવો, તબીયતને નાજૂક બનાવતાં શિખવવી, ત્રણની આવકને તેરનો ખરચ કરતાં શિખવવું, ઘરમાં ખીચડી ખાવાના સાંસા ને ચશમા ચડાવી, ચાલીશ રૂા. ની સાડી ખરીદતાં શિખવવું, સ્વામી જરા પણ મરજી મુજબ ખર્ચ કરતાં અટકાવે તો તે આંખોની ભમર ચડાવી મીજાજને મુરસીદાબાદ જતાં શિખવવું બાળકોને અર્ધાં પેટે આટો પૂરો પડતો નહોય ને પાડોશણના જેવાં કંકણ માટે હઠ કરતાં શિખવવું, રાંધવા પકાવવાના જ્ઞાનને બબરચી કે રસોયાને સ્વાધીન કરી, ઇઝીચેરપર સૂતાં શિખવવું, સઘળાં કુટુંબની તંદુરસ્તીનો જેના ઉપર આધાર, એવું જરૂરી પાક શાસ્ત્રનું કામ તેને હલકું સમજી સોગઠાંની બાજીમાં કોશલ્ય શિખવવું, ( સંસારમાં સ્ત્રી અને પુરૂષ સરખા હકનાં મનુષ્યો છે માટે બેઉના સરખા હક છે. સ્ત્રી કાંઇ સંસારમાં ગુલામ થવાજ સરજાએલી નથી, અથવા હમેય માટે પુરૂષની તાબેદારી કરવામાંજ સ્ત્રીએ જીંદગી ગુમાવવાની નથી. બીજાં કાર્ય પણ હશે. ) " આવા આવા વિચાર કરતાં શિખવવું, વગેરે આજની જે ઉછાંછળી કેળવણીનાં પરિણામ છે તે તો ખરેખર તિરસ્કારને લાયક છે.

એનાથી તો પરિણામ એ આવે છે કે જે દવા તંદુરસ્તી સુધારવાને લાવ્યા તે ઉલટી દુઃખદાયક થઇ પડી. ઉછાંછળી કેળવણીનું જાણે સ્ત્રી પુરૂષોના સરખા હક સાબીત કરવામાં ગૌરવ સમાયેલું હોય એવું નવા સુધારાનું માનવું છે. શું સરખા હક નથી વારૂ ? પુરૂષ પગવતી ચાલે છે ને સ્ત્રી શું હા-

થવતી ચાલે છે? પુરૂષ મોંથી ખોરાક ખાય છે તો સ્ત્રી શું મોંથી નથી ખાતી? પુરૂષ દાંતથી ચવાણું ચાવે છે ને સ્ત્રી શું જીભથી ચાવે છે? પુરૂષો કાને સાંભળે છે ને સ્ત્રીઓ શું આંખે સાંભળે છે? સંસારમાં કયા હકો ઓછા વધતા છે? બાકી સરખા હક કરવાને પ્રયત્ન કરનારાએ એમ નથી સમજવાનું કે ૧૨ માસ બાળકને માએ ધવરડાવ્યું એટલે હવે બીજા બાર માસ બાપ ધવડાવે! અથવા એ બચ્ચાં માએ ગર્ભમાં રાખ્યાં તો હવે એ બચ્ચાંનો ગર્ભ બાપે ધારણ કરવો! આવા સરખા હક આપવાની સત્તા તો સંસારમાં નથી.

માટે સ્ત્રી વર્ગ આ સંસારમાં પુરૂષના કામમાં બહુ મદદ કરનારો છે અને એવી મદદ આપવાની શકિત, લાયક કેળવણી વગર આવતી નથી; માટે સસારમાં સ્ત્રી કેળવણી ઉપર જ્યાં સુધી પુરેપુરૂં લક્ષ આપવામાં નહિં આવે, ત્યાં સુધી સંસાર સુધારવાની આશા ફોગટ છે."

"આવી રીતે એ ગૃહસ્થના વિચારોનું રહસ્ય મારા બાપ મારી પાસે ઘણી ઘણીવાર કહેતા હતા."

"વારૂ એ બધું તો ઠીક, પણ આ તારા હાથમાં કાગળ કેવો બેન? નહિં નહિં છુપાવ નહિં; એ તો મને વાંચવા દેવોજ પડશે."

તારાકુમારી—લે બેન તારાથી વળી છાનું શું? લે આતો એમનો કાગળ છે. તું હરવખત કહેતી હતી કે તારા સ્વામી કેવાક વિદ્વાન છે? આ તેથીજ તારી પાસે વંચાવવા આવી છું. તું મોટેથી વાંચ અને હું સાંભળું—

## કમળપુર.

શ્રીમતી તારાકુમારી
અશાડ.
પ્રિયતમાસુ.

"પ્રિયા! તું શું જાણતી હશે કે વિયોગનો કીડો હાડપીંજરમાં પેરી શું નુકશાન કરે છે? તારા વિયોગથી માહરા દિવસો કેમ નીકળતા હશે તેનો તને શું અનુભવ વારૂ? વાદળાંથી ઘેરાયેલું આકાશ, સુર્યના પ્રકાશને પૃથ્વી ઉપર આવતા અટકાવ થવાથી પૃથ્વી ઉપરનો અંધકાર, અને રાત દિવસ ઝીણા ઝીણા વરસાદથી વિયોગી મનુષ્યના અંતઃકરણમાં ઉત્પન્ન થતા વિચારો, આવા તરેહ તરેહના તરંગ મનમાં લાવી હું ઘરની બારી પાસે બેઠો બેઠો તે ચોપડી વાંચવા મિથ્યા પ્રયત્ન કરૂં છું તેની તને શું ખબર પ્રિયા? વાદળાંથી જેવો દિવસ અંધકાર, પ્રાણની અંદર તારા વિયોગે તેવોજ અંધકાર છે. એકાદ ચોપડી વાંચવાને ઇચ્છા કરૂં, પણ અંતઃકરણમાં તારા વિયોગના વિચારો શીવાય બીજા વિચારોની જગા નથી! તેથી વાંચવું નિરર્થક! તરત કંટાળો આવ્યો ને ચોપડી હતી ત્યાંની ત્યાં! અરે દેવ બીજા પ્રેમની એટલી પ્રબળ આકર્ષણ શક્તિ? પ્રેમનાજ મસાલાથી દેહનું બંધારણ? એટલાજ માટે ચોક્કસ સંપ્રદાયકર્તાને સ્ત્રી (શક્તી) જાતીમાં ગણેલ હશે.

પ્રિયા, આજ વિયોગી સર્પના ઝેરી ડંખથી અંતઃકરણ ઘાયલ થયેલું હોવાથી, આનંદની વાત લખવી સાંભરતી નથી. અંતઃકરણમાં વિયોગનાજ ઉભરા ઉઠે છે; અને જીવન અત્યંત ભારે ભારે લાગે છે. લાંબો વખત એજ સ્થિતિમાં કહાડયો, ચિરંકાળ વિચાર

સાગરના મોજાં સાથે લડી લડીને દિવસ કહાડું છું. સુખ હતું ક્યાં ? જે દિવસથી પ્રિયાનો વિયોગ થયો તે દિવસથીજ સુખનાં બારણ્ણાં બંધ થયાં છે. પ્રિયા, ક્યાં તું અને ક્યાં હું ! તારૂં હસતું વદન ફરીથી જોવા માટે અંતઃકરણ કેટલા કેટલા ઉછાળા મારે છે ! આવી રીતે માહરા દિવસ કેમ જતા હશે ? પ્રિયા, તાહરો પ્રેમ મને એટલો યાદ આવે છે કે મારા નેત્રના તેજથી તને જુદી રાખતાં મારી જીંદગીનો ભરૂસો નથી ! હેં ! પ્રિયા, આમાં શું મારો કાંઇ દોશ છે વારૂ ? હું ક્યાં, જગતને એક ખુણે એકલો પડેલો ! મને કોણ ઓળખતું હતું ? તારા પ્રેમે મને ઓળખ્યો, તેં મને હસાવ્યો, તારા પ્રેમે હૃદયમાં અમૃતનો ઝરો ઉઘાડયો, અને પ્રેમની દોરીથી તેં મારા દિલને બાંધ્યું તેમાં માહરો દોશ શું ?

શા માટે તારા ઉપર એટલી ચાહના રાખું છું ? આ પ્રશ્નનો તુંજ ઉત્તર આપ. લોકો કહે છે કે “ રૂપ, ગુણ ઉપરથીજ પ્રેમ જન્મે છે ” મને તો તે પણ ઠીક લાગતું નથી. તારા પ્રેમે મને એટલા જોરથી બાંધ્યો કે હવે હું તને અંતઃકરણથી વેગળી કરી શકતો નથી.

એક નવા ખબર તને જણાવું છું. મારા મિત્ર હેમંતકુમારની સગાઇ થવાની વાતચીત ચાલે છે. નવ દ્વીપની પાસે આવેલા રતનપુર ગામમાં એક કમળાગૌરી નામે કન્યા છે તેની સાથે સગાઇની વાત છે. મિત્રના લખવાથી જણાય છે કે કન્યા બહુ સુંદર અને ગુણવંતી છે. પોતે ઘણી કેળવાએલી અને શ્રીમંત પિતાની પુત્રી છે. તેનો ભાઇ, પિતા સાથે ઝઘડો કરી ઘરમાંથી નાસી ગયો છે.

હાલ એજ વાંચવા યોગ્ય એક પુસ્તક મોકલીશ, તે ધ્યાન દઇ વાંચજે. ”

લી. તારો,

**પ્રેમાધિન.**

પત્ર વંચાઇ રહ્યા પછી તારાકુમારી બોલી. “કેમ બેન તારો શું વિચાર છે? હું હવે તેમની પાસે જાઊં ?” પ્રેમકુમારી બોલી,

તારાકુમારીને હસવું આવ્યું, ને બોલી “હવે બહેન તારી વાત કહે છે, કે કાંઇ ઇનામની આશા છે? એક ઠોંસો જોઇશે કે ચુમી, બોલ વારૂ ?

પ્રેમકુમારી—તારી પાસે તો, બેઉનો એકજ ભાવ હશે ?

તારાકુમારી—સઘળાની પાસે નહિ, એક બે જણુ સિવાય.

પ્રેમકુમારી—ના બહેન ઠોંસો ખાવો મને નહિં પાલવે.

તારાકુમારી વધારે નહિ બોલતાં બે હાથે પ્રેમકુમારીનું મોં પકડી સ્નેહે ચુમી લીધી ને કહ્યું “બોલ હવે તારા લલીતની વાત કહે”

પ્રેમકુમારીનું મુખ લાલ થઇ ગયું, આજ સુધી આ વાત મેં કાઇને કહી નથી ને આ કયાંથી જાણી ગઇ ?

તારાકુમારી એ સઘળું સમજી ગઇ ને બોલી, “બોલને બહેન છાનું શામાટે રાખે છે? એમ કહી કાંચળીમાંથી એક કાગળ કહાડી બતાવ્યો તેમાં ૫—૬ જગાએ પ્રેમકુમારીના હાથેજ લખેલું હતું “લલીત અને પ્રેમકુમારી” બોલ આ કોના અક્ષર? એટલું

કહી વળી ફરી ચુંબન કીધું. બહેન, બોલ શા માટે બોલતી નથી? હું તો તારી સખા છું, વળી તારી બહેન, મારી પાસે લાજ શેની?

પ્રેમકુમારીએ પછી અથથી તે ઇતિ સુધી સઘળી વાત કહી. અમે રતનપુરમાં કેવાં સુખી હતાં, કમળાગૌરી વિશે તારો સ્વામી લખે છે, તે મહારી વહાલી સખી લલીત તેનો સગોભાઇ. તે મને શિખવતો, મારાપર કેટલોક પ્રેમ રાખતો, પછી મહારી મા મરી ગઇ બાપ સન્યાસી થઇ ગયા. લલીતને એના બાપ સાથે ટંટો થયો ને તેણે પણ ઘર મુકી દીધું પછી હું અહિં આવી. અત્યાર સુધી લલીતના કાંઇ ખબર નથી. આટલી વાત સાંભળતાં તારાકુમારીની આંખમાંથી આંસુ ઝરવા લાગ્યાં.

---

પ્રકરણ ૨ જું.

x

રસ્તાનાં અનેક દુખ સહન કરીને લલીત મજલોનાંતે લટને મુંબઇ આવ્યો. મુંબઇમાં લલીતનો એક કાકો રહેતો હતો. તેનું નામ કૃષ્ણદયાળ હતું ને મુંબઇમાં તે એક જાણીતા ડાક્તર હતા. કૃષ્ણદયાળ અને હરીદયાળ બેઉ એક બાપથી ઉલટી પ્રકૃતિના માણસ હતા. હરિદયાળ કૃપણ અને લોભી હતા. કૃષ્ણદયાળ ઉદાર અને સખી હતા. હરિદયાળ ગંભીર સ્વભાવવાળા હતા. અને કૃષ્ણદયાળ ગાંભીર્ય શું કહેવાય તે જાણતાજ નહોતા. હમેશાં આનંદી સ્વ-ભાવે રહેતા હતા. કૃષ્ણદયાળની ઉમ્મર આશરે ચાલીશેક વરસની હતી. શરીરે કદાવર અને સુંદર ચહેરાના હતા. કેટલાક વરસ પહેલાં કૃષ્ણદયાળની સ્ત્રી કોલેરાથી ગુજરી ગઇ હતી, ને ત્યાર પછી તેણે ફરીથી વિવાહ કરવાનો વિચાર રાખ્યો નહિં હતો. તેને કાંઇ સંતાન

હતું નહિ. જ્યારે લલીત મલીનાને લઇને કાકાનું ઘર પૂછતો પૂછતો આવ્યો, ત્યારે કાકા એક પાર્ટીમાંથી આવીને કપડાં ઉતારતા હતા, લલીતને તદ્દન મેલાં વસ્ત્રથી ઘરમાં આવતો જોઇને કાકાએ કહ્યું "બાહાર જાઓ ભાઇ! આવાં ગંદા વસ્ત્રથી ઘરમાં પ્રવેશ કરવાનો હુકમ નથી." ત્યાર પછી પોતાના ભાઇના પુત્રને ઓળખતાંજ સ્નેહ ભર્યા હાવભાવથી બોલી ઉઠયા "કોણ! લલીત? તું અહિં કેમ બેટા?" લલીતે સંક્ષેપથી પોતાની હકિકત કહી.

કાકા—શું બાપાએ તને ઘરમાંથી કહાડી મુક્યો? અરેરે! કેવું ઘાતકી કામ!

લલીત—નહિ કાકા મને કાહાડી મુક્યો નથી, હું મારી મેળેજ ચાલ્યો આવ્યો છું.

કાકા—બહુ સારૂં કીધું બેટા, હું તને જોઇને બહુ ખુશી થયો તું હવે મારી પાસેજ રહેજે, બાપા પાસે જવાની કાંઇ જરૂર નથી- અરેરે! બેટા, તારી આવી હાલત કેમ? શરીરે ઢગલાબંધ મેલ, વસ્ત્ર મેલાં શું તું બાપા પાસે જમીનમાં હળ ખેડતો હતો? અરે રામ! એટલું કહી પોતાના ચાકર હરીને બોલાવ્યો. "હરી, એ હરી."

હરી, શેઠનાં વસ્ત્ર રાખતો હતો, પોતાનું કામ કરી માથું ખંજવાળતો ખંજવાળતો શેઠ પાસે આવ્યો. શેઠે કહ્યુ "જો હરી, આ ભાઇને ઓળખે છે? એ મારા ભાઇનો પુત્ર છે, તેની સાથે વિવેકથી રહેજે, કાલે સવારે તેને નહવડાવી ધોવડાવી સાફ કરજે." હરી બોલ્યો, "પણ શેઠ, ચાર ગોટી રીમીલનો સાબુ જોઇશેજી."

પછી શેઠે, મલીના તરફ નજર કરી લલીતને પૂછ્યું " આ બાઇ કોણ છે બેટા?

લલીત--એ એક ગરીબની બાળકી છે. જે ઘરમાં તેણી હતી ત્યાં બહુ દુઃખ પામતી હતી, તેથી મારી સાથે લાવ્યો છું. એ બાઇ બહુ સારૂં માણુસ છે એને હું ભણાવીશ ગણાવીશ.

કાકા—તે તો તેણીના ચહેરાથીજ જણાય છે. જાઓ, બેટા! તમે પણ મારા ઘરમાં સુખે રહો. એમ કહી આરામ માટે અલગ મકાનમાં જવા કહ્યું.

---

પ્રકરણ ૩ જું

મલીનાએ જે જે વિચારો ધારેલા તે સઘળા ફતેહમંદ ઉતર્યા પણ એક ઇચ્છા પૂરી થઇ નહિં. તેણીએ ધાર્યું હતું કે લલીત અને હું એક નાનકડા ઘરમાં સાથે વાસ કરીશું, ત્યાં લલીતને ભાત રાંધી દઇશ, બિછાનું પાથરી દઇશ, અને સુનીતિએ શ્રદ્ધાપુર્વક લલીતની સેવા કરીશ, પણ તે માંહેનું કાંઇ પણ થયું નહિ, તેજ મલીનાને મોટું દુઃખ હતું. ભાત રાંધવાને વાસ્તે તો રસોયો તૈયાર છે, બિછાના વાસ્તે ચાકર નોકરો છે, મલીના કાંઇ પણ કરવા પામતી નથી. આ મલીનાને સારૂં લાગતું નહોતું. લખતાં વાંચતા તેણી શીખી રહી હતી.

" આમ શા માટે થયું ? મેં જે વિચાર્યું હતું તે તો થયું નહિં, નોકર ચાકરની મને શું જરૂર છે ? સારાં વસ્ત્રાલંકાર કોને માટે ? આ સઘળાં મારે માટે આટલી તજવીજ શા માટે કરે છે !

આ સઘળું આમ શા માટે થયું ?" સંધ્યા સમયે પોતાના ઘરમાં બેઠી બેઠી મલીનાં એ પ્રમાણે વિચાર કરતી હતી, એટલામાં લલીત આવ્યો. મલીનાની પાસે બેશીને બોલ્યો "મલીના શું વિચાર કરે છે? આજ કેમ ઉદાસ દેખાય છે?" મલીના આજ સુધી દિલના વિચાર બતાવતી નહોતી. આજે બોલી, "જરા ઉદાસ તો છું."

લલીત—કેમ વારૂ ?

મલીના—તમારે માટે તો હું કાંઇ કરી શકતી નથી, શા માટે હું તમારે માટે કાંઇ પણ ન કરી શકું ?

વિનય ભાવે લલીત બોલ્યો 'વાહ ! એ માટે ઉદાસ શામાટે થાય છે? કાંઇ ચિંતા નહિં, તારૂં લેસન તૈયાર થયું ?

મલીના—હા તૈયાર છે. એટલું કહેતાંમાં મલીનાની આંખમાં પાણી આવી ગયાં. મનુષ્યનાં અંતઃકરણમાં અજાણ્યા સ્થાનકે, કેટલો ગંભીર ભાવ છુપાયેલો છે તેનો નિર્ણય થવો અશક્ય. કોણ જાણે શા કારણથી પ્રાણનું અજાણ્યું સ્થાન સહસા ડામાડોળ થવા લાગ્યું અને આંખોના બે પોપચાંએ તે વાત જાહેર કરી. આ અગમ્ય વ્યાપાર કોણ સમજી શકે? મલીના કેમ રોઇ તે કોણ બોલી શકે?

બીજે દિવસે લક્ષ્મીનંદન શેઠના ઘરનું કૃષ્ણદયાળ શેઠને ત્યાં સઘળાં માણસોને જમવાનું આમંત્રણ હતું અને શેઠની પરેલની વાડીમાં ગ્નાતી ભોજનનું સ્થાન મુકરર કીધું હતું. મલીના ત્યાં જમવા જવા ખુશી નહોતી પણ કૃષ્ણદયાળ શેઠના આગ્રહથી કબુલ થઇ; અને પોતાના સાધારણ વસ્ત્ર પહેરી પરેલની વાડીમાં ગઇ. પરેલની વાડીમાં સારા સારા શ્રીમંતનાં ઘેરથી તરેહ તરેહના વસ્ત્રાલંકારો

પહેરી સ્ત્રીઓ આવી હતી. આખી વાડીમાં એક ઉત્સવ જેવું થઇ રહ્યું હતું. આટલી બધી સ્ત્રીઓ એક સાથે એકઠી થયેલી મલીનાએ અગાઉ કોઇ વાર જોઇ નહોતી. તરેહ તરેહના રંગ બેરંગી ચીનાઇ ગાજનાં વસ્ત્રો અને સુવર્ણ, હીરાજડીત્ર અલંકારોનું વર્ણન કોણ કરી શકે? જાપાનીસ ગાજ, રેઇનબ્લો અને ધુપ છાંયના કલરની સાડીઓ, હાથમાં હીરાજડીત્ર ચુડી, વાળમાં મોગરેલ સીંચેલા, અને સેંટની સુગંધમાં વસ્ત્રો બેહેકી રહેલાં, એવી ગર્વભરી, મદોન્મત્ત, કેળવણીના અભાવે પોતે સર્વમાં માન ભોગવતી પદવીમાં ઉભી ઉભી, અરસપરસના ડ્રેસનો મુકાબલો કરે છે, ત્યાં બિચારી સામાન્ય સાદાં વસ્ત્રોથી, અલંકાર રહિત ગરીબ મલીના, ગણતીમાં પણ કેમ ગણાય? હાય! ગરીબાઇ, સંસારમાં તારી પણ શુ સ્થિતિ છે? લક્ષ્મીદેવીના તેજમાં તારા ગમે તેવા સદગુણ હોય તો પણ કેવા ઢંકાઇ જાય છે! આ સંસારે શ્રીમંતોના વાસમાં તું એક ખરેખર કાંટા તુલ્ય છે. વાહ પૈસો! વાહ! શું તારા અદભૂત પરાક્રમ! લક્ષ્મીદેવી, ખરેખર તારા વગર સંસાર સુનો છે, તારા પરાક્રમથી કોઇ પણ કામ દુનિયામાં એવું હોય કે જે ન થઇ શકે? કોઇ પણ ગુણ દુનિયામાં એવો છે કે જે તારી મહેરબાની વગર ગુણ તરીકે ગણાય? કોઇ પણ દોષ દુનિયામાં એવો હશે કે તારી મહેરબાની હોય તો જાહેર થઇ જાય? કોઇ પણ પરાક્રમ તારી કૃપા વગર આ સંસારે પરાક્રમમાં ગણાતું હશે? કોઇ પણ ડહાપણ આ જગતમાં તારી મહેરબાની સિવાય ડહાપણ તરીકે ગણાતું હશે? પ્રણામ! પ્રણામ! પ્રણામ! પરાક્રમી ચંચળાદેવી, તને સાષ્ટાંગ પ્રણામ! જમણના મેળાવડામાં મલીના બિચારી ગરીબડી સ્થિતિએ, અહીંથી તહીં ને તહીંથી અહીં ફર્યા કરે છે, પણ કોઇ જમા પર પોતાને

અહેસરતી સંગત મળતી નથી; જેથી ઉદાસ થઇ એક બાજુને ખૂણે વાડીમાં ફુવારો હતો ત્યાં જઇ બેઠી.

દશ દશ, બાર બાર ગર્વીતા રમણીઓનું ટોળું મળી પરસ્પરમાં આનંદની વાતો કરતું, "તમારો સ્વામી તમારી ઉપર કેવો પ્રેમ રાખે છે? આ સોનાની ચુડી કયાં ઘડાવી? કાનજી માલજીની ચુડી આજ કાલ બહુ વખણાય છે. તમને વાદળી રંગની સાડી સારી શોભે." વગેરે વાતોના ગપાટા ચાલી રહ્યા હતા, એ વખતે એક મંડળની અંદર બે સ્ત્રીઓ નવી દાખલ થઇ; એક સપુર્ણ યોવન અને એક કાંઇક બાળીકા. મલીનાએ તે બાળીકા તરફ નજર નાખી, કારણ કે તે શાંત ચહેરાની દેખાતી હતી. આ બાલીકાના જેવું સ્વરૂપ મલીનાએ અગાઉ કદી જોયું નહોતું. સૌ સ્ત્રીઓ આ બાલીકાને જોતાં સાથ પોત પોતાની વાતો બંધ કરી તેના રૂપ સામું જોઇ રહી. બાલીકાના શરીરે ઘણો અલંકાર તો હતો નહિં પણ જે હતો તે બહુ કિમતી હતો. બાલીકાએ પોતાની સાથેની યુવતીનો હાથ પકડી ધીરે ધીરે મલીનાની પાસે બેઠક લીધી. મલીના બિચારી ગરીબ સ્થિતિમાં. શ્રીમંતોની સ્ત્રીઓ તરફથી જરા તિરસ્કાર થએલો જોઇ આંખમાંથી આંસુ પાડવા લાગી.

પેલી બાલીકાએ એ આંસુ જોયાં. વાંચનારને એ બાલીકા અને યુવતીની ઓળખાણ આપવી અગત્યની છે. બાલીકા તે પ્રેમકુમારી અને યુવતી તે તારાકુમારી. મલીનાની આંખે આંસુ જોઇ પ્રેમકુમારી બોલી. "બહેન તમે રૂઓ છો કેમ?" પ્રેમકુમારીનો માયાળુ સ્વભાવ જોઇ મલીનાએ જવાબ આપ્યો "નહિં બહેન, રોતી નથી" એટલું કહી બીજી વાતો કરવા લાગી.

મલીનાએ પોતાનો સઘળો વૃતાંત અથથી ઇતિ સુધી પ્રેમકુમારીને કહ્યો; જમવાનો વખત થઇ ગયો હતો છતાં મલીનાની વાત બેઉ સ્ત્રીઓ સાંભળતી હતી. વારંવાર મલીનાની આંખમાંથી આંસુ પડતાં હતાં. જમવાનો વખત થઇ ગયેલો હતો એટણે ત્રણે જણી જમવા ઉઠી. પ્રેમકુમારીએ તારાકુમારીને જરા આગળ કરી પછવાડે મલીના ને પ્રેમકુમારી બે રહ્યાં. મલીનાના બે હાથ પકડી પ્રેમકુમારી સજળ નયને બોલી " બહેન! તું મારી એક વાત કબુલ રાખશે ?" મલીના બોલી " હા બહેન."

પ્રેમકુમારી—મને અલંકાર પહેરવાની ઇચ્છા નથી. અને ઇચ્છા હોય તો મારે ત્યાં બીજા પણ છે. બહેન, કદી આ મારા ગળામાં પહેરેલા જે સામાન્ય અલંકાર છે તે તારા ગળામાં નાંખું તો તને કાંઇ માઠું લાગશે ? શું બહેન બહેનને, ઉપહાર નહિં આપતી હોય ?

મલીના કાંઇ પણ બોલ્યા વગર ઉભી રહી. પ્રેમકુમારીએ શરીના સઘળા અલંકાર મલીનાને પહેરાવી દીધા. અને પછી બેઉ જણી જમવા ચાલી ગઇ.



## પ્રકરણ ૪ થું

સાંજના ૪–૫ વાગતાં મલીના ઘરમાં આવી. પ્રેમકુમારીએ આપેલા અલંકારથી સુશોભીત થયેલી મલીના લલીતની સામે આવી ઉભી રહી અને બોલી. " કેમ મને ઓળખો છો "? લલીતે મલીનાને આવા વેશમાં ક્યારે જોઇ નહોતી, આજ અલંકાર પહેરેલાં હોવાથી

મોહઘેલી મલીના
પૃષ્ટ. ૮૯

ધી અમરસીંહજી પ્રેસ
અમદાવાદ




પ્રેમકુમારીએ શરીરના સઘળા અલંકાર મલીનાને પહેરાવી દીધા... ..

મલીનાનું સૌંદર્ય ઘણું વધેલું હતું. લલીત બોલ્યો, " આ સઘળું તને કોણે આપ્યું. "

મલીના—તમારી માફક માયાળુ મનુષ્ય એક બીજું પણ મેં જોયું તે પણ મ રાપર બહુ પ્રેમ રાખે છે.

લલીત—હું તારા પર માયા રાખું છું, એમ કોણ બોલ્યું ?

મલીના—કોણ જાણે તેતો હું નથી જાણુતી, પણ તમારી પ્રમાણેજ માયાવંત એક મનુષ્ય આજ મેં જોયું.

લલીત—તેમનું નામ શું ?

મલીના—પ્રેમકુમારી.

લલીત—પ્રેમકુમારી ! કોણ ? પ્રેમકુમારી !

મલીના—તેતો હું જાણુતી નથી. તમારે શું તે નામ સાથે કાંઇ ઓળખાણુ છે ?

લલીત—તેની ઉમર કેટલી ?

મલીના—મારા કરતાં કાંઇક મોટી દેખાય છે, પણ તેણી ઘણીજ સ્વરૂપવાન છે.

લલીતનું શરીર કાંપવા લાગ્યું, રગે રગે લોહી કૂદવા લાગ્યું. લલીતની પહેલાંની સ્મૃતિ સઘળી આજ જાગૃત થઇ. સમુદ્રના તરંગ માફક વિચારના તરંગો ઉછાળા મારવા લાગ્યા, હૃદય આનંદથી ઉભરાઇ જવા લાગ્યું, પ્રેમકુમારી મુંબઇમાં ! જે પ્રેમકુમારી લલીતની બાળ સખી, જે પ્રેમકુમારી લલીતના અંધકારનો સૂર્ય, ઉદાસીમાં હાસ્ય, નિરાશાની આશા, તે પ્રેમકુમારી આજ મુંબઇમાં ! એવો એક પણ દિવસ નથી કે જે દિવસે લલીતે પ્રેમકુમારીનો વિચાર કીધો

નહિં હોય ! એવી એક પણ રાત નથી કે, સૂતાં સૂતાં લલીતે પ્રેમકુમારી માટે દીર્ઘ નિશ્વાસ નાંખ્યે. ન હોય ? લલીત કેટલા કેટલા વિચારો કરતો હતો પણ પ્રેમકુમારીની વાત સાંભળતાં બીજા વિચારો દુર થઇ ગયા. જ્યારે લલીત એકાંતમાં સૂતો સૂતો રાતે ગંભીર આકાશ માંહેલા ચળકતા તારા સામુ એકી નજરે જોઇ રહેતો ત્યારે વિચારતો કે હમણાંજ પ્રેમકુમારીનાં ચક્ષુ જેવા પેલા બે પ્રકાશિત તારા માહારા તરફ મીઠી નજરે જોશે. જ્યારે મધ્યાનના કડકડતા તાપે કાયર થઇ લલીત, વૃક્ષની છાંયા તળે સૂતો, તો જાણે પ્રેમકુમારી તેના અંતઃકરણમાં શાન્તિનું જળ છાંટતી હોય તેમ ભાસતું તેજ પ્રેમકુમારી આજ મુંબઇમાં ! એવું વિચારતો વિચારતો લલીત એક બગીચાની અંદર ગયો.

તરેહ તરેહનાં સુગંધી પૂષ્પોની સુવાસથી બગીચામાં બેસનાર મનુષ્યનાં દિલ આનંદ પમે છે ઘણા લોકો પોતાની તંદુરસ્તીના સંરક્ષણ માટે બગીચામાં આવતા હતા. કેટલાએક બાંકડાપર બેઠા બેઠા આનંદની વાતો કરે છે, તો કેટલાક ઘરમાંથી લાવેલી સાદડી બિછાવી તેપર બેઠા બેઠા ગંજીપાનાં પતાંથી ખેલ કરે છે કેટલીક. જગાએ સ્કુલ અને કોલેજના વિદ્યાર્થીઓ તરેહ તરેહની વાતો કરે છે. કોલેજના વિદ્યાર્થીઓને વાતો કરવાનો વિષય હાલ " ધર્મ અને ઇશ્વર " ઘણેભાગે જોવામાં આવે છે " આ જગતની ઉત્પત્તિ થઇ એમ માનીએ તો તેને કાંઇક સમય જોઇએ. કોઇ ચોક્કસ કાળે ( વખત ) જગત પેદા થયું તો તે પહેલાં શું હોશે ? પેદા થવુ ને રૂપાંતર થવું તેમાં તફાવત છે, રૂપાંતર થવું તે પેદા થયું કહેવાય નહિં, જગત પેદા થવા પહેલાં જો કાંઇ હોય તો પછી જગત

પેદા થયું કહેવાય નહિં, અને જો કાંઇ હોયતો મીંડામાંથી અંક બનવો ગણિત વિદ્યાથી ઉલટું છે." આવી આવી તકરારો કરવામાંજ સાયન્સનું રહસ્ય.સમાયેલું હોય તેમ કોલેજીયન વિદ્યાર્થીઓનાં મગજનું વલણ છે, અને તે પ્રમાણે વિષય બગીચામાં ચર્ચાવતા હતા. કેટલાએક વૃદ્ધ પુરૂષો, ડાકટરની ફરમાશથી ફરવા આવેલા હતા. પક્ષીઓ પણ દીવસ અસ્ત થવાના સમયે આનંદ ભર્યા કલ્લોલ કરી રહ્યાં હતાં.

લલીત ઉપરની કોઇ વાતમાં ભાગ ન લેતાં દરિયા કિનારે એક પથરા ઉપર બેઠો બેઠો વિચાર કરે છે "—પ્રેમને વળી લજ્જા શી ? પ્રેમકુમારીને સન્મુખે મળું તેમાં શરમ શાની ? બહુ દિવસ થયાં જૂદા થઇ ગયા, તેથી કદિ પ્રેમકુમારી ઓળખી ન શકે તો શું કરવું ? હું જેમ રાત દીવસ તેણીનેજ યાદકર્યા કરૂં છું, તેમ તેણીના મનમાં મારી સ્મૃતિ હશે ? તેણીને સ્મૃતિ શા માટે ? મારા કરતાં રૂપગુણમાં વધે તેવા કેટલાએક પુરૂષો તેણીના પ્રેમના ભૂખ્યા હશે, તેને મારી દરકાર શી" ?

"બાળ ઉમરની પ્રીતિ જો કે સામાન્ય ગણીએ તોપણ મારે તો તે આનંદ ભર્યો ઉત્સવ ! જે બનાવને બીજા ભલે હલકો ગણે પણ, મારા મનથી તો તે અમુલ્ય પ્રસંગ ! તે બનાવ, તે વાતો, તે યાદગીરી, શું પ્રેમકુમારી જાણતી હશે ? રતનપુરની તરંગા કિનારે એક સંગે ફરવું, બગીચામાં ફુલની માળા ગુંથવી, એ સઘળું તેણીને યાદ હશે ? હું આજ રસ્તાનો ભિક્ષુક, ઘરમાંથી અપમાન પામેલો, અત્યંત સામાન્ય પ્રાણી ! કદી બાળપણમાં પ્રેમકુમારી મારી ઉપર પ્રેમ રાખતી, પણ હમણાં મારી આ સ્થિતિ જોઇને તેવીજ પ્રીતી રાખશે ?

રસ્તાના ભિક્ષુક પર કોનો પ્રેમ? હું તો સ્વાર્થી, તેથીજ તેના પ્રેમની વાટ જોઉં છું. કાંઇ નહિ, હું કાંઇ સ્વાર્થનેજ વળગેલો નથી. તેણી પ્રેમ રાખે યા નહિ રાખે તે તેની પોતાની ખુશી, પણ હું તો મારી પ્રેમ દ્રષ્ટિમાં પ્રેમકુમારી સીવાય બીજું કાંઈ જોઇ શકતો નથી, કાલે મળવા જઇશ, તેમાં વળી શરમ શાની? અવસ્ય કાલે તેણીને મળવા જઇશ."

રાત્રીનો સમય થઇ ગયો, ફરવા આવેલાં માણુસો એક પછી એક ઓછાં થવા લાગ્યાં. લલિત ઉંડા વિચારમાં પડેલો હતો તે જાગૃત થયો ને વળી વિચાર કરવા લાગ્યો.

" આ સઘળું સ્વપ્નું કે સત્ય ? હું કયાં છુ ? હું કોણુ ? શું આ સઘળું સ્વપ્નું કે સત્ય ? સ્વપ્નું હોય તો ભલે હોય તેની દરકાર નહીં. પ્રેમકુમારી શું સ્વપ્ન રાજ્યની કલ્પના ? આ પૃથ્વી શું ફક્ત છાયા ! "

---

પ્રકરણુ ૫ મુ

એક મનુષ્ય બીજા મનુષ્યપર અત્યંત પ્રેમ રાખતો હોય, અને સામા માણુસના પોતા પ્રત્યેની ભાવનાનો અજાણ્યો હોય ; તે જ્યારે ઘણા દિવસને વિયોગે પોતાના પ્રિયને મળવા જાય ત્યારે તેનું મન નાના પ્રકારના અનેક તરેહના સંદેહમાં ડોલવા લાગે અને એક પગ આગળ મૂકતાં વળી વિચારમાં અટકે. જાઉં કે નહિ ? તે મને શું કહેશે ? કદી ગુસ્સે થાય, અથવા ઓળખે નહિં તો હું શું કરીશ ? તેનું ચિત્ત એકવાર હર્ષમાં, તો એકવાર સંતાપમાં, એકવાર નિશ્ચય-

તામાં, તો એકવાર સંદેહમાં, એકવાર આશાયે તો એકવાર નિરાશામાં ઘુમવા લાગે. લલીતને આજ એમજ થયું હતું. તે આજ સવારમાં પ્રેમકુમારીને મળવા જતો હતો. મુખે હસવું નહિ શરીરે જાણે તાકાત નહિં, અને પગ આગળ વધી શક્તા નથી. કેટલીકવાર લલીત રસ્તામાં રોકાઇ પડયો, કેટલીકવાર વિચાર કીધો "આજતો જવું નહિ. વળી કોઇ બીજે દિવસે જઇશ, સનમુખે મળવાની જરૂર શી! એક વાર ચુપચુપ મળી આવીશ." વળી વિચાર કીધો "ના ચોરની પેઠે છાનો શામાટે જાઉં!" એવી રીતે અનેક વિચારો કરતો લલીત આખરે શામચરણ શેઠના ઘર આગળ આવી પહોંચ્યો. અંતઃકરણમાં ગભરાટ ને છાતાં ધડક ધડક થવા લાગી. શામચરણ શેઠના ઘરના દરવાજામાં એક મોટી મૂછવાળો કદાવર દરવાન બેઠો છે. લલીતને દરવાજામાં પેસતાંજ દરવાન બોલ્યો "કહાં જાઓગે શેઠ" શું બોલવું તેની લલીતને સમજ પડી નહિં તેથી મહાસંકટમાં પડયો. એટલામાં નસીબજોગે વિધુ ચાકરડી આવી પહોંચી અને લલીતને જોઇને તે બોલી "લલીત મોહન! આવો આવો બહુ દિવસે તમારાં દર્શન થયાં, ઘરમાં સૌ સારી પેઠે છે કે? લલીત હા કહીને દરવાજામાં પેઠો. દરવાને વિધુને પુછયું "વારૂ હૈં, જી, એ શેઠ કોણ છે"? વિધુ જરા હસતે હસતે ચેહેરે બોલી "તમારા શેઠના ભાઇ રતનપુરમાં હતા તેમના એ જમાઇ થવાના છે." દરવાને તરત ઉઠીને સલામ કીધી. પછી વિધુએ લલીતને કહ્યું "તમે જેને શોધો છો તે આ તરફ છે જાઓ, આહા! તે પણ તમારાજ નામનો જપ કરી રહીછે."

લલીત પ્રત્યુત્તર નહિ કરતાં તેજ તરફ ગયો, આગળ ચાલતાં એક દીવાનખાનામાં ગયો, તો જેને પોતે શોધવા જાય છે તેજ

સન્મુખે મળી ! પ્રેમકુમારી લલિતનું આવવું સમજી શકી નહિ. બે નહાનાં બાળકો તેણીના ખોળામાં બેઠાં કાંઇ વાતો કરતાં હતાં, ને પોતે તેમને રમાડતી હતી. ઉંચી નજર કરી જુએ છે તો 'લલિત!' તરત વિચારમાં પડી શરમાઇ ગઇ. શું કરવું તેની ગમ પડે નહીં ! વિચાર કરે છે કે લલિતને કુશળ સમાચાર પૂછું, પણ મોં ઉઘડી શકતું નથી. તે પણ બોલી શકતો નથી ! મહા વીપદ ! પ્રેમકુમારી વિચાર કરે છે, કે જો મારો પ્રાણ અને અંતઃકરણ તેને હવાલે કરી શરીરને અદ્રસ્ય કરી શકાતું હોત તો બહુ સવળ પડતે. બેમાંથી કોઇ બોલી શકતું નથી. એ રીતે ૪-૫ મીનીટ ગઇ. આખરે લલિત મહા મહેનતે બોલ્યો. " પ્રેમકુમારી ! આજ બહુ દીવસે તારી મુલાકાત થઇ, તું સારી પેઠે છો ? "

પ્રેમકુમારી ધીરે ધીરે બોલી ' હા. ' પણ પેલાં બાળકો જે ખોળામાં હતાં તેમાંનું એક બોલ્યું ' ના એ તો રોજ રડયા કરે છે. ' એટલામાં બીજું બાળક બોલ્યું, ' તેણીના વીવાહ થયા નથી માટે રડે છે. '

એ બાળકે તો પ્રેમકુમારીને શરમમાં નાંખી દીધી. ધીરે ધીરે ઉઠીને પ્રેમકુમારી બોલી " હું જઇશ "

લલીત બોલ્યો—" પ્રેમકુમારી હું તને બહુ દીવસે મળવ આવ્યો તેમાં તને કાંઇ અડચણ છે ? "

પ્રેમકુમારી—નહિં તમે બેસો.

લલીત—એક બીજી વાત, તારો વિવાહ કયાંઇ થયો વાર ?

પ્રેમકુમારી—ના. એમ કહી આંખમાંથી તીરકસ નજર લલિતપર ફેંકી એટલેથીજ વાતચીત બંધ થઇ અને પ્રેમકુમારી અંદર ચાલી ગઇ.

લલીત વીચારવા લાગ્યો ' અનેક દીવસે થએલી મુલાકાત એટલેથીજ બંધ ! રાત્રે કેટલા કેટલા વીચાર કરેલા તેમાંનું હું કાંઇ બોલી શકયો નહીં ! કાંઇ ચિંતા નહીં, હવે મને એટલી તો ખાત્રી થઇ કે જેવા પ્રેમથી પ્રેમકુમારી મારા હૃદયમાં સમાએલી છે, તેવાજ પ્રેમથી તેણીના હૃદયમાં હું સમાએલો છું. '

---

# વિભાગ ૪ થો.

## પ્રકરણ ૧ લું.

વાંચનાર, બહુ દિવસ થયા રતનપૂરની ખબર આપણે લીધી નથી બે વરસ થયાં લલીત રતનપૂરથી નીકળી ગયો છે, ત્યાર પછીની સ્થિતિ આપણે જોઇએ. એ વરસમાં વધારે ફેરફાર રતનપૂરમાં થયો નથી, ગામના લોકો પહેલાં જે હાલતમાં હતાં, હાલ પણ ઘણું કરીને તેજ હાલતમાં છે. ફકત થોડીક જગાએ વિચિત્ર ફેરફાર થયેલો છે જે ઠેકાણે ગુરૂ દયાળ શેઠનું ઘર હતું, ત્યાં હાલ વેરાન જંગલ જેવું દેખાય છે. ઘરની સન્મુખે જે શોભાયમાન બગીચો હતો, તે હાલ પાયમાલ થયેલો છે. અતિથિશાળા, સૌ બેહાન મેહાન થઇ ગયેલ છે. હરિદયાળ શેઠનું ઘર પણ જેવું લલીતના વખતમાં તેજસ્વી હતું તેવું હાલ નથી. વૃદ્ધ શેઠ હાલ વધારે વૃદ્ધ થયા છે, માથાના વાળ વધારે પાકી ગયા છે, અને તેઓ હવે ઘરની બહાર નિકળતા નથી, સર્વકાળ ઘરમાંજ બેસી રહે છે, ને કમળા તેમની આગતા સ્વાગતા કરે છે

કમળાની ઉમર હાલ પંદર વરસની થઇ છે. યોવનની શરૂઆતે સ્ત્રીઓના મુખપર જે એક પ્રકારની સ્વભાવિક ચપળતા ને આનંદનાં ચિન્હ દેખાઇ આવે, તે ચિન્હ કમળાના મુખપર નથી. કમળાનું મુખ અગાઉની માફકજ ગંભીર અને કાંઇક ઉદાસીન છે. રાત દિવસ હરિદયાળ ઘરમાંજ રહે છે ને કમળા તેના મુખ સામું જોઇનેજ કાળ કાહાડે છે. શેઠે પુસ્તક વાંચવાનું બીલકુલ બંધ કીધું છે. જે પુસ્તકો એક વખતે તેમને પ્રાણથી પણ પ્યારાં હતાં તે હાલ અવ્ય-વસ્થિત હાલતે આમતેમ પડેલાં છે, કમળા તેને તાપમાં સુકાવી યત્ન

પૂર્વક સંભાળથી રાખે છે. શેઠતો ફક્ત ચિન્તામાંજ પડેલા છે. ચિન્તા એ એક ઝેરી કીડો છે, જીંદગીના દિવસોને તે ઘાતકી રીતે કાતરીને ઓછા કરે છે.શેઠદિવસે દિવસે શરીરે નબળા થતા જાય છે, રાતના ઉંઘ બિલકુલ ઘટી ગઇ છે ને ઉમ્મરનો પાછલો ભાગ કે જેમાં વધારે શાન્તીની જરૂર છે તે ચિંતામાં પૂરો થાય છે. આવા દિવસ જો વધારે મુદત ચાલ્યા તો શેઠની હાલત વધારે ખરાબ થવાની સૌને ધારતી હતી. ગમે તેમ થાય પણ હરિહયાળને ડાકટરની વાત ઉપર તો વિશ્વાસ હતો નહિં.

સંધ્યા સમયે શેઠ પથારીપર સૂતા છે ને કમળા ઉદાસ વૃત્તિમાં સામે બેઠેલી છે. શેઠ બોલ્યા, "કમળા, શું હું હયાત હોઇશ ત્યાં સુધી બાઇ તો ઘરે આવશેજ નહિ કે?"

કમળા—શામાટે બાપા? મેં ભાઇને કાગળ લખેલો છે તે જલદી આવશે.

શેઠ—આવે, યા ન આવે; મને તો વિશ્વાસ છેકે હવે તે મારૂં મોં જોશે નહિં.

કમળા—ના બાપા એવી વાત મોંએ કદી લાવશી નહિં, બાઇ તમને બહુ ચાહે છે.

શેઠ—વારૂ બેટા, એ વાત હવે બંધ કર, અને એક કામ કર. ઘરનાં બારી બારણા બંધ કર.

કમળાએ બારી બારણા બંધ કીધાં. શેઠ બોલ્યા, "કમળા તને એક વાત પુછવી છે તું સાચેસાચું કહીશ?"

કમળા—હા બાપા.

શેઠ—આજ કેટલાક દિવસ થયાં, સંધ્યા સમય હું દરરોજ વરંડાંમા બેસું છું, તો ઘરમાંથી એક અવાજ મારા કાનપર આવવા લાગ્યો. હું તરત ઘર ભણી ગયા, તો સંભળાયું કે જાણે કોઇ એમ બોલતું હોય કે " હે ભગવાન ! મારા જીવનની જરૂર નથી, તો મારૂં જીવન લ્યો, પણ મારા પોતાને આરોગ્ય કરો." વારૂ કમળા શું તુંજ એમ બોલતી હતી ? દરરોજ સવારે તારા ભગવાન પાસે શું તુંજ એમ પ્રાર્થના કરે છે : કમળા કેટલીકવાર ચુપકીથી ઉભી રહી ને બોલી. " હા બાપા."

હરિદયાળ અનેક ક્ષણ સ્તબ્ધ રહી બોલ્યા. " સાંભળ કમળા આજ ઘણા દિવસ થયાં મારી આંખે પાણી આવ્યાં નથી, પણ હમણાં જો મારી આંખો આંસુથી ભરાઇ આવી છે." કમળાએ જોયું તો સત્ય સત્ય શેઠ રડે છે. કમળા તો કાંઇ બોલી શકી નહિં એટલામાં શેઠ બોલ્યા, " કાંઇ બોલતા નહિં બ્હેન, તારા ભગવાને તારી અરજ સાંભળી છે. મને આજ સારી પેઠે ઠીક છે. ઘણે દિવસે વૃદ્ધાવસ્થાએ ભૂલ સમજ્યો છું, અને લોકોને પણ ભૂલ સમજાવી છે. હું ભૂલ સમજ્યો છું. બેટા, આ જગામાં બીજી કમળા નથી. બ્હેન, ભૂલ ભૂલ ! "

કમળા કાંઇ સમજી શકી નહિં, નિઃશબ્દે બેસી રહી. હરીદયાળ બોલ્યા, " કમળા બેટા મારા જીવનનો રસ્તો અંધકારે પરિપૂર્ણ મારા હૃદયમાં નાના પ્રકારના સંદેહના તરંગ વહે છે. મને મોટી ધાસ્તી લાગે છેકે તું પણ ઘર મુકીને ચાલી નજાય તું મારા જીવનનો ચંદ્ર છો."

પ્રકરણ ૨ જું.

x

બીજે દિવસે રતનપૂરમાં સૌ લોકોએ સાંભળ્યું કે હરિદયાળની તબીયત સુધરી છે. ગઇ રાત્રે શેઠને સારી ઉંઘ આવી હતી, અને પ્રથમની રીતે તેઓ હવે હદામ નથી, બે માણુસો સાથે સારી રીતે વાત ચીત કરી શકે છે. પિતાને ખવડાવ્યા પીવડાવ્યા પછી કમળાને વિચાર થયો કે બહુ દિવસ થયાં સખીનો કાગળ આવ્યો છે, આજ તેને જવાબ લખું; એમ વિચાર કરતી કમળા પોતાના ઘરમાં ગઇ. જ્યારથી શેઠ બિમાર હતા ત્યારથી કમળાને શેઠ પાસેજ રહેવું પડતું. શેઠની બ્હેન, લલીત જવા પછી શેઠને ઘરેથી પોતાના સસરાને ઘેર ગઇ હતી, તેથીજ રાંધવાનું સર્વ કામ કમળાને કરવું પડતું. રાંધીને પ્રથમ પિતાને જમાડતી, પછી દાસ દાસીને ખવરાવી પોતે જમતી. નાની ઉમરથી ઘરનો કારભાર માથે આવી પડેલો, તે ધીરજથી ઉત્તમ રીતે ચલાવતી. અંતઃકરણ હમેશાં પ્રેમનુંજ ભરેલું હતું. તેની આંખમાંથી પ્રેમનીજ દ્રષ્ટી નિકળતી, ઘરનાં સૌ ચાકર નોકર તો શું પણ ગામનાં માણુસો પણ કમળાને "પ્રેમી મા" તરીકે પીછાણુતા. પાડોશી અથવા ગામના કોઇપણુ લોકને કોઇ જાતની હકીકત હોયતો પ્રથમ કમળાને જણુાવતાં. લલીતના જવા પછી શેઠની લોભી પ્રકૃતિમાં કંઇક સુધારો થયો હતો. તેથી કમળા પરોપકારી કામમાં કાંઇ ખર્ચ કરે તો મંજુર કરતા હતા. બનતાં સુધી તો કમળા પોતાની જાતના પરિશ્રમથીજ બીજાને મદદ કરતી. કોઇનું પણ બાળક જોઇને તેને કુદરતી પ્રેમ છૂટતો.

સખીને પત્ર લખવાનો વિચાર કરતી, કમળા પોતાના સુવાના ઘરમાં ગઇ, જે ઘરમાં પોતે રહેતી તે નાનું સરીખું હતું. ઘરમાં

એક નાહનો પલંગ, ઉપર સામાન્ય બિછાણું, અને એક લાકડાની પેટી હતી. કમળાની સર્વ સામગ્રી એ પેટીમાં રહેતી. કપડાં, ઘરેણાં, ચોપડી, કાગળ, કલમ, સઘળાં તે પેટીમાં રાખતી. લલીત બાળ વયમાં છબી ચિતરી જાણતો. ભાઇની ચીતરેલી છબી કમળાએ યત્નપુર્વક તે પેટીમાં રાખી હતી. બાળ ઉમરમાં લલીતે એક લાકડાનું ઘર બનાવી આપ્યું હતું તે પણ તેમાં રાખ્યું હતું. કમળાએ ઘરમાં આવી, પેટી ખોલીને પ્રેમકુમારીનો કાગળ નીચે મુજબ વાંચવા લાગી:—

"દુઃખીણી સખી, તને કોઇ વખત યાદ આવે છે બહેન ? આજ બહુ દિવસ થયાં આપણે જુદાં પડયાં છીએ, તેમાં એક કાગળનો કટકો લખવો પણ તને નહિં સાંભર્યો ? બહેન મેં પત્ર લખ્યો નથી. શું પત્ર લખું બેન ? મારા દુઃખની વાત તું સાંભળીશ તો તને રડવું આવશે. માટે તે સંબંધી કાંઇ લખતી નથી, બહેન, તારૂં હેત ઘડી એક વિસરતું નથી. આનંદ ભરેલા દિવસ એટલાજ કે અત્રે આવ્યા પછી લલીત સાથે મળવું થયું છે, અને રોજ મળવું વાય છે બાળપણમાં જેવી રીતે વાતો કરતી તે પ્રમાણે તો હાલ કરી શકતી નથી, પણ સેહેજ મળવું થાય છે. મારી સાથે વિવાહ કરવાને લલીત કબુલ થયેલ છે. શું બહેન, તે પ્રસંગે તું આવશે નહિં ? સાંભળ્યું છે કે તારા વિવાહ જલદી થવાના છે, તે પ્રસંગે તો હું નક્કી આવીશ. તું તો કહેતી હતી કે વિવાહ કરવા નહી. શું હાલ એ મત ફેરવ્યો છે ? બાકી ખુશી.

લી૦ તહારીજ સખી.

ઉપર પ્રમાણે પત્ર વાંચી કમળાગૌરી, પ્રેમકુમારીને ઉત્તર લ-

ખવા બેઠી પ્રથમ તો શું લખવું તેનો વિચાર કરવા લાગી. આખર નીચે પ્રમાણે પત્ર લખવા માંડયો—

પ્રિય સખી,

બહુ દિવસે તાહરો કાગળ મને મળ્યો છે, એટલા દિવસ જવાબ લખવા વાર થઇ તેથી માઠું લગાડીશ નહિં. આ ૪—૫ મહિના થયાં મને એક દિવસ પણ એવી ફુરસદ હતી નહિં કે તને પત્ર લખી શકું. મારા બાપાનું શરીર સારૂં નહોતું આજ કાંઇક આરામ છે તેથી તાહરા કાગળનો જવાબ લખવા ફુરસદ મળી છે. બાપા દિવસે દિવસે દુર્બળ થતા જાય છે, ખાવાનું ચાલતું નથી, અને રાત દહાડો શું વિચારમાં પડયા રહે છે તેની સમજ પડતી નથી. આજ કાંઇક ઠીક છે. તાહરા આનંદના દિવસ નજીક જાણી ખુશી થઇ છું. પ્રિય, સખી જગત નિયંતા પાસે કાયમના વાક્યે પ્રાર્થના કરૂં છું કે તું ચિરંકાળ સ્વામી સોહાગણી રહી સુખી રહે. તે શુભ પ્રસંગ સમયે મને આવવા સુચવ્યું, તો બહેન અવશ્ય આવીશ. બહુ દિવસ થયાં બે બહેનોએ સાથે બેસી અંતરની વાતો કરી નથી, બહુ દિવસ થયાં બાળપણના દહાડા યાદ કરી બે બહેનોએ આનંદ મેળવ્યો નથી. બહેન, નક્કી આવીશ, આહ ! બહેન બાળપણના દિવસ કેવા આનંદી, જરાપણ ચિંતા તે વખતે હતી નહિ, કેવા સુખમાં બાળપણ ગુજારેલું ! જેમ જેમ ઉમર મોટી થતી જાય, તેમ તેમ જાણે ચિંતા સાથેજ વળગી આવતા હોય ! અરે ! બાળપણના દહાડા કાંઇ ફરીથી ભોગવવા છે ?

“ મારા વિવાહની વાત લખી તે સમજી, તને વિશ્વાસ તો નહિ આવે પણ આટલા દિવસ સુધી મારે વિવાહ કરવાનો વિચાર

મુકલે નહોતો. ફક્ત વરસ દોઢ વરસ અગાઉ વિવાહની વાત સાંભળી હતી. બાળ ઉમરમાં પણ કહેતી હતી, ને હજી પણ કહું છું કે વિવાહ કરીશ નહિ. બાળ ઉમરમાં શું વિચારથી ના- વાળતી હતી તે યાદ નથી, પણ હમણાં જે ના પાડું છું તેનાં અનેક કારણ છે. કારણ બોલું ? અવશ્ય બોલીશ, સખી પાસે નહિં બોલું તો કોની પાસે બોલીશ? હસવું હોય તો હસજે, દીવાની કહેવી હોય તો કહેજે બહેન, હું વિવાહ કરીશ નહિં તેના કારણોમાં પ્રથમ કારણ એ કે મને વિવાહ કરવાને વખત નથી. શું તું હસે છે ? ભલે હસે, મેં તો મારા મનની વાત ખુલ્લે ખુલ્લી કહી છે. હું સવારના છ વાગતાથી રાત્રીના બાર વાગતાં સુધી મારા કામથી ફુરસદ પામતી નથી. ઘરનું કામકાજ કરીને પારકા વાસ્તે પણ કામકાજ કરવું જોઇએ. તું બોલીશ કે પારકાનું કામ શા માટે કરીએ! પણ બહેન, તેમ કરવા વગર તો હું રહી શકતી નથી."

"અમુક માણસના બચ્ચાંને અસુખ થયું હોય તો હું ત્યા ગયા શિવાય રહી શકતી નથી. પાડોશીના ઘરમાં આજ ખાવાનું નથી તો તેને ખાવાનું યા પૈસા પોહોંચાડયા સિવાય મારા જીવને ચેન પડતું નથી. અમુકના બચ્ચાંને અંગરખું નથી, તો તેને અંગરખું સીવીને આપું. આવા આવા અનેક કામ! બોલ બહેન, હવે મને વખત કયાં છે! તુ એમ કહીશ કે પારકાનો ઉપકાર કરવામાં તારો શું સ્વાર્થ ? હું પરોપકાર કરૂં છું કે નહિં તેનીજ મને પ્રથમ સમજ નથી. તો મારો સ્વાર્થ કેમ સમજી શકું ? આ જગતમાં સ્વાર્થ માટેજ પારકું કામ કરનારાનાં અંતઃકરણ કેવાં હશે તેનો મને બહુ વિચાર થાય છે. સ્વાર્થ ન

હોય તો એવાઓના હાથે શું પરિણામ આવે? બહેન, શું ઇશ્વરને પણ સ્વાર્થ વહાલો હશે? શું સ્વાર્થી માણસ ઇશ્વર પાસે પણ સ્વાથ મેળવવા ચાહતાં હશે? એક વિદ્વાન માણસે સુદામાનું વર્ણન લખતાં સ્વાર્થ બાબત કીધેલું વર્ણન તેનાજ બોલમાં સંભળાવીશ."

"નિષ્કામ ભક્તિને હૃદયમાં દેવભાવના સ્થિર થઇ ત્યારથીજ સંસાર સુખ પૂર્ણ જણાય છે. સર્વ સ્થળે એવાઓને તો દેવની દયાનુંજ લાહાણું લ્હવાતું ભાસે છે. એવી ભાવના સ્થિર થયા પહેલાં જે અસુખ પોતાને ભાસતું તે તો પોતાની દ્રષ્ટિનોજ દોષ જણાય છે. પોતાની સંસ્કારનીજ ખામી જણાય છે. સર્વ સુખને વર્ષાવી રહેતી વિશાળ કુદ્રત તો બધા દેવે એને વાસ્તે ખુલ્લીજ રાખી છે. પોતાના અસુખનું કારણ પોતાના સંસ્કારનીજ ખામી છે એમ દ્રઢ થયા પછી એવાઓને સંસારમાં પોતે અન્યજનોથી હલકા છે એવું રડવાનું રહેતુંજ નથી. વિશ્વની તમામ વ્યક્તિ એમને બંધુ જેવીજ ભાસે છે; સહોદર જેવી ભાસે છે. જેમ કૌટુમ્બિક થાપણપર કુટુંબની દરેક વ્યક્તિનો સમાન હક ગણાય છે, તેમ આવાઓ માને છે. જે જગતના પિતાથી અર્પાયેલી કુદ્રત જેવી થાપણપર જગતની તમામ વ્યક્તિનો સમાનજ હક છે. આ કુટુંબનીજ ઉન્નતિમાં પોતાની ઉન્નતિ છે એમ પણ દ્રઢ થાય છે. આવા ભક્ત તો માને છે કે જ્યારે સંસારીક કુટુંબો—વ્યહવારથી ઉપજેલાં કુટુંબો, વિભક્ત થઇ શકે છે, ત્યારે આ મહાન કુટુંબ કોઇ રીતિએ વિભક્ત થઇ શકતુંજ નથી; માતા પિતાથી અર્પાયલી થાપણના જ્યારે એવા વિભાગ થઇ શકે છે જે એકને મળેલ ભાગનો ઉપભોગ બીજાઓને તજી એક લેઇ શકે છે, ત્યારે મહાન પિતાથી અર્પાયલી થાપણના

કોઇ કાળે કોઇ પ્રકારે તેવા વિભાગ થઇ શકતાજ નથી. એમ છે તો એ થાપણનો એક ભાગ કોઇ એક વ્યક્તિ બીજાથી છીનાવી શકતીજ નથી. સાથે સાથે એક વાત વિશેષ પણ સ્ફુરે છે. એવી જે વિશ્વના પોષકથી અર્પાયવી થાપણનો ઉપયોગ, જેમ જેમ પ્રમાણમાં વિશેષ માણસથી બની આવે છે; તેમ તેમ તે આધક સંતોષ આપનારો નીવડે છે. એટલું થયા પછી તો આ નિષ્કામ ભક્તોને દરેક કર્તવ્યમાં બ્રહ્માંડનું કલ્યાણ એજ લક્ષ્ય રહે છે. માણસ માત્ર તરફ અભેદાચાર એકજ સુકાન બને છે."

"બહેન પેહેલું કારણ તો તું સમજી. બીજું કારણ સાંભળ. લોકો સુખને વાસ્તેજ વિવાહ કરે છે. હું પોતાના સુખને ચાહાતી નથી. સંધ્યા સમયે જ્યારે નદી કિનારે બેસું છું, ત્યારે ઘણાં બાળ કને રોતાં સાંભળીને માહારૂં દિલ મહા સંકટમાં પડે છે. મને વિચાર થાય છે કે રોનાર બાળકોને કાંતો આખો દિવસ અન્ન મળ્યું નહિં હોય, અથવા તો ઘરમાં કોઇનું મરણ થયું હશે, અથવા તો કોઇ જોરાવરથી ગરીબને દુઃખ ભોગવવું પડયું હશે તેથી તેઓ રોતાં હશે; આવા આવા વિચારોથી પારકાં દુઃખે દિલ મહા સંકટમાં પડે છે. કોણ જાણે કેવી એ આદત પડી છે કે સંસારનું જે દુઃખનું ચિત્ર, તેજ મારી આંખ સામે પહેલું આવી પડે છે! તને એવી આદત છે કે નહિં તે તો હું નથી જાણતી, પણ મને તો કોઇનું દુઃખ જોઇને સત્ય સત્ય એવોજ વિચાર ઉત્પન્ન થાય છે કે, માહારૂં સર્વસ્વ આપી દેતાં જો દુઃખીનું દુઃખ જતું હોય, તો આ ઘડીએજ જાઓ. મને રસ્તે રસ્તે ભિક્ષા માંગવી પડે તો કબુલ, પ્રાણ જાય તો તે પણ કબુલ, પણ કોઇ લોક દુઃખી થાય નહિં. હું સુખી

થવા ચાહાતી નથી, અને વિવાહથી સુખ મળે એનો મને વિશ્વાસ પણ નથી."

"ત્રીજું કારણ—હું જો વિવાહ કરૂં, તો પિતાને મોટું દુઃખ આવી પડે. હું એક પળ વેગળી રહું, તે પિતાથી સહન થઇ શકે નહિં, વિવાહ કરવાથી પિતાની સેવા ચાકરી કોણ કરે"?

"ચોથું કારણ—હું જેની સાથે વિવાહ કરૂં, તે મારી ઉપર પ્રેમ રાખી શકે એવી લાયકાત મારામાં નથી. વિવાહ થતાં પોતાનું અંતઃકરણ સ્વામીને સ્વાધીન કરવું એ પત્નિનું પહેલું અને મુખ્ય કર્તવ્ય; જ્યારે એમ મારાથી બને તેમ નથી. મારો સઘળો વખત સ્વામીની સેવામાંજ ગુજારવાનું મારાથી બનશે નહિં. બોલ બ્હેન, એમ થતાં કયો સ્વામી મારાપર શુદ્ધ પ્રેમ કરી શકે? તેથીજ કહું છું કે મને વિવાહની જરૂર નથી. એવાં ઘણાં કારણો મનમાં છે પણ તે સઘળાં કાગળમાં જણાવી શકતી નથી. જે બોલી તેથી હસવું હોય તો ભલે હસજે. બ્હેન, હુ તો મારા મનની વાત ખૂલ્લી રીતે બોલી છું. રતનપૂરમાં સૌ સારી પેઠે છે."

લી૦ તાહરી

કમળા.

કમળા જેવી પત્ર લખી નીચે આવે છે તો નોકર સામો મળ્યો. "બાઇ તમારો કાગળ છે." નોકરે કહ્યું. કાગળ લઇ કમળા વાંચવા લાગી,

"તમારો ભાઇ લલીત મુંબઇમાં હલકી સંગતે ચડયો છે. જો તમે તેને અહિંથી જલદી નહી લઇ જાઓ તો તેનાં આચરણ ખ-

રાબ થવાનો સંભવ છે, જેથી જેમ બને તેમ જલદી આવો."

નીચે કોઇનું પણ નામ નહોતું. કમળાનું અંતઃકરણ કંપવા લાગ્યું. કમળાને સ્વપ્નામાં પણ નહોતુ કે લલીતના દેવ ચરિત્રમાં કલંકની છાયા લાગશે. આટલા દિવસ સુધી કમળાને એ પાકી ખાત્રી હતી, પણ કાગળ વાંચતાં તે ઘણી બ્યાકુળ થઇ. પીતાને એકલા મૂકી મુંબઇ જવું એ પણ વીકટ કામ. એકલું પણ કેમ જઇ શકાય ? પણ જવા વગર પણ ચાલે નહીં ! એ પ્રમાણે વીચાર કરતી કરતી કમળા, બાપની પાસે ગઇ.

---

# વિભાગ ૫ મો



## પ્રકરણ ૧ લું

તારાકુમારીના સ્વામી સુરેશચંદ્રને મુંબઇમાં નોકરી મળવાથી તે મુંબઇમાં આવી રહે છે. ગીરગામ તરફ એક ઘર ભાડાથી લઇ સુરેશચંદ્ર તારાકુમારી સાથે રહે છે. તારાકુમારીના બાપ પણ મુંબઇમાંજ હતા. હવે તારાકુમારી સુખી છે.

સાંજના લગભગ ૫ વાગવાને વખતે સુરેશચંદ્ર ઓફીસેથી ઘરમાં આવી કપડાં કાહાડવા લાગ્યા, એટલામાં તારાકુમારી આવી ને પગનાં મોજાં કહાડવા લાગી.

સુરેશચંદ્ર—નહીં નહીં. હવે પગને હાથ લગાડીશ નહીં. તારા હાથ અડતાં જાણે પગને કેમ એ જણાય છે.

તારા—કાંઇ ઉત્તર ન આપતાં પોતાનું કામ કરતી રહી.

સુ—સાંભળતી નથી વારૂ ? મારા પગને અડક નહીં.

તારા—જરા મોં ફુલાવી સ્મીત હાસ્ય કરી બોલી "મારૂં નામ શું તે જાણોછો કે ?

સુ—કેમ વારૂ ?

તારા—મારૂં નામ "શ્રીમતી તારાકુમારી દાસી" શું તમે મારો હક મારવા તૈયાર થાઓ છો. આજકાલનો સુધારો પુરૂષોને માટે તો સ્ત્રીઓના હક મારવામાંજ સમાયલો હોય એમ જણાય છે. અમારા કામમાં હાથ નાંખવાની આદત, પોતાનું કામ બરાબર

ન સમજવાની ટેવ, અને અમારા કામમાંથી અમોને ખસેડી પુરૂષને સંસારે ધકેલવાની ટેવ; આ ત્રણ ધોરી નિયમ ચાલુ કેળવણીમાં જાણે પુરૂષો પહેલાંજ નહીં લેતા હોય એમ લાગે છે. ખબરદાર ! સાવધાન ! હવે કદી કોઇનો હક મારવાની વાત કરી છે તો !

સુરેશ હવે વધારે શું બોલે ! ફક્ત નાહાનું એતું મોં બે હાથે પકડી અધર ચુંબન કીધું

એ વખતે દરવાજામાં કોઇએ સાદ કીધો. સુરેશ તરત સમજી ગયો કે અવાજ હેમતચંદ્રનો છે, તેથી તારાને કહ્યું જા, જો દરવાજો ઉઘાડી આવ, મારો મિત્ર હેમંત આવે છે. દરવાજો ઉઘાડી હેમંતને સાનંદે ઘરમાં બોલાવ્યો તારા રાંધવાનું કામ શરૂ કરવા લાગી.

વાંચનાર, હવે તે હેમતચંદ્રની ઓળખાણની અગત્ય છે. જ્યાં આપણા હરિદયાળ શેઠ હતા, ત્યાંથી બેચાર ગાઉ પર મણીપુર નામે ગામમાં હેમતનું વતન હતું. તેમના પિતા અને માતા ગુજરી ગયેલાં હતાં. હેમતચંદ્રે સાત વરસ સુધી મુંબઇ મેડીકલ કોલેજમાં અભ્યાસ કરી કોલેજની મુખ્ય પદવી સંપાદન કરી હતી. હવે કોઇ જગોએ ડાકતરનું કામ કરવા નિશ્ચય કિધો હતો. એક બહેન સિવાય હેમતચંદ્રને બીજું કોઇ અંગીત સગું નહોતું. પિતાએ પોતાની દોલત બેઉ ભાઇ બહેનને સમાન ભાગે વહેંચી આપી હતી.

કમળાના લગ્ન થવાની ચર્ચા દોઢેક વરસ પહેલાં ચાલી હતી. પણ ફરીથી કાંઇ અવાજ સંભળાયો નહોતો. મુંબઇમાં અભ્યાસ કરતી વખતથી સુરેશચંદ્ર સાથે મિત્રાચારી થઇ હતી.

બે મિત્રો બહુ દિવસે મળ્યા, તેથી અરસપરસ કુશળ સમાચાર પુછી આનંદની વાતો કરવા લાગ્યા એટલામાં તારા આવી.

હેમતકુમાર—કેમ તારા બહેન કાંઇક દુર્બળ દેખાઓ છો ? કાંઇ અસુખ રહે છે વારૂ ?

તારા—ના કાંઇ અસુખ નથી.

સુરેશ—નહિં ભાઇ અસુખ તો નથી, પણ મને એકલાનેજ ખવડાવવામાં તે એટલી પ્રયત્નવાન રહે છે કે પોતે તો કાંઇ ખાતીજ નથી, તેથી દુર્બળ દેખાય છે.

તારા—હશે. પણ તમારા કરતાં હું કેટલું વધારે ખાતી હોઇશ એ કાંઇ તમારા ધ્યાનમાં હશે ?

જમવાનો વખત થવાથી તારા જમવાનું રાખવા ગઇ.

હેમતકુમાર—કેમ ભાઇ તું સારી પેઠે સુખી તો છે ?

સુરેશ—હા ભાઇ ખુબ સુખી. માણસ આ સંસારે જ્યાં સુધી સુખી થઇ શકે તેટલો હુ સુખી છઉં.

હેમંતકુમાર—તને જોઇને આજ મને બહુ આનંદ થયો છે. આવું સુખ તને ચિરંકાળ રહે, કે હું જોઇને વધનો આનંદ પામું.

સુરેશ—ભાઇ તહારા વિવાહનું શું થયું ?

હેમંત—વિવાહનું તો તું જુએ છે ભાઇ ! હાલ તો મિત્ર મંડળની મુલાકાતમાંજ દહાડા કાઢું છું; એમ કરતાં કરતા જીંદગી પુરી થાય તો વિવાહનું શું કામ ?

સુરેશ—ના, ના, ભાઇ એમ થાય નહિં વિવાહ તો કરવા

જોઇએ. કમળાની સાથે વિવાહ થવાની જે વાત ચાલતી હતી તેનું શું થયું ?

હેમત—તેણી તો કહે છે કે "વિવાહ કરવાજં નથી" વારૂ કમળાનો એક ભાઇ અહીં છે તેની સાથે તારે મળવું થાય છે ?

સુરેશ—મારે તેની સાથે ઓળખાણ પિછાણ તો નથી પણ મેં તેને બહુ વાર જોયો છે. જે પ્રકારે તે કુસંગે પડ્યો છે તે જોતાં તો તે જલદી ખરાબ થઇ જવો જોઇએ. મને કાલે આમંત્રણ છે. તેથી એક મેળાવડામાં જવું પડશે; ત્યાં તમો સાથે આવશો તો લલીતની મુલાકાત થશે. તે સભામાં લલીતનો સારો સત્કાર છે ?

હેમંત—કેમ વારૂ લલીતનોજ ત્યાં સારો સત્કાર છે !

સુરેશ—તે એક પ્રતિભાષાળી માણસ જાણીતો કવિ, સારો છટાદાર બોલનાર, મધુર ગાયન કરનાર, અને સારો વિદ્વાન તેનો આદર શા માટે ન હોય ?

એટલામાં તારાકુમારી ખાવાનું લાવી. બેઉ મિત્રો આનંદ પુર્વક જમ્યા પછી હેમંત બોલ્યો "જાઓ બહેન તમે સુઇ જાઓ અમે બે મિત્રો ઘણા દિવસે એકઠા થયા છીએ તેથી વાતોચીતો કરતાં વધારે વખત જશે."

વાતો કરતાં રાતના ૧૨ વાગવા આવ્યા પછી બેઉ મિત્રો પોતપોતાના સ્થળે સુવા ગયા. સુરેશચંદ્ર જુએ છે તો, તારા હજુ સુધી બેઠલી છે.

સુરેશ—કેમ ! તારારાણી હજુ સુધી જાગો છો, ઉંઘ નથી આવતી વારૂ ?

તારા—તમે, મારી શું વાતો કરો છો તે હું સાંભળતી હતી.

સુરેશ—શું બધી વાતો સાંભળી ?

તારા—હોજ તો સાંભળી !

સુરેશ—વારૂ ઠીક કીધું. હવે તો સૂઓ.

તારા—ના હજી વાર છે.

સુરેશ—કારણ ?

તારા—કારણ વળી શું હોય ? તમારા પગ દાબવા છે.

સુરેશ—ના આજ પગ દબાવવા નથી. કાલે તો જરા દરદ થતું હતું.

તારા—અને આજ ? ભૂલી ગયા સાંજે કહેતા હતા તે ? ઓફીસથી આવતી વખતે શું કહ્યું હતું ?

સ્વામીના મોં સામું જોઇ તારા હસી. તારારાણીનો હુકમ માન્ય કરવોજ પડશે સમજીને સુરેશે કહ્યું "વારૂ તારી મરજી આવે તેમ કર." તારા પગ દાબવા લાગી.

## પ્રકરણ ૨ જું.

સંધ્યા સમયે લલીતના બહાર જવાના વખતે મલીના સામે આવી ઉભી. મલીના પ્રથમના વર્ણન પ્રમાણે નથી; તેનું શારિરીક સૌંદર્ય જેમ વધ્યું છે, તેમ માનસિક શક્તિ પણ પ્રફુલ્લિત થયેલી છે. મલીના સારી રીતે લખી વાંચી જાણે છે. અનેક વાર કોઇ કોઇ વિષયપર લલીત સાથે તકરાર કરતી, કોઇ કોઇ પ્રશ્નનો ઉત્તર તો લલીત પણ આપી શકતો નહોતો. તે પહેલાંની માફક ગભરાટ

લાવનારી બાળીકા નથી. તે લલીતની પાસે આવીને બોલી “ તમે રોજ રોજ કયાં જાઓ છો વારૂ ? આજ તો તમારાથી જવાશે નાહં, મને આ સમજાવીને જાઓ.” એટલું કહી સુદામાની ભક્તિ માટે પ્રશ્ન કરે છે કે, તેની ભક્તિ સકામ કે નિષ્કામ ?

લલીત—ના, આજ નહિં. આજતો મારે જવું પડશે.

મલીના--કયાં ?

લલીત—આમંત્રણ છે.

મલીના—કાણે આપ્યું છે ?

લલીત--નારાયણ શેઠે.

મલીના—તેવણ કાણ છે ? કેવા માણસ છે ?

લલીત--એક મૂર્ખ માણસ, પાજી અને લુચ્ચો.

મલીના--ત્યારે તમે એવી મંડળીમાં કેમ જાઓ છો ?

લલીત--તેતો બરાબર કહી શકતો નથી. હું પણ તેજ વિચાર કરૂં છું.

મલીના--ના મને તે કહો.

લલીત વિચાર કરી બોલ્યો “ સમજાય છે કે ત્યાં જવાથી જરા આમોદ પામું છું, બે ચાર જણની મુલાકાત થાય વળી વખત ઠીક નિકળે છે. ”

મલીના—કેવા પ્રકારનો આમોદ ?

લલીત--પથરાનો આમોદ! મને તો કાંઇ સારો લાગતો નથી. સો ચંડાળ દારૂખોર !

મલીના—ભલો લાગતો નથી તો જાઓ છો કેમ ? શું સુખે જાઓ છો ?

લલીત—સુખ કાંઇ નહિ. તેમની સાથે વાતચીત કરવામાં સુખ જરાએ નથી, તેના આમોદ પ્રમોદ ઉપર પણ વિશેષ ઇચ્છા થતી નથી,—ફક્ત વખત કાઢવા માટે જાઉં છું.”

મલીના—એવી સંગતથી તમે ખરાબ થાઓ તો ?

લલીત—બનવા જોગ છે. તેમની સાથે રહેવાથી માણસપણું રહેતું નથી.

એટલું બોલતાં બોલતાં વિચાર કરતો લલીત બહાર નિકળ્યો. મલીના પણ વધારે વાત કરી શકી નહિં.

દરવાજામાં ગાડી ઉભી હતી, લલીત ગાડીમાં બેસી ચાલતો થયો. મહાલક્ષ્મીમાં આવેલા એક બંગલાના દરવાજે ગાડી ઉભી રહી. એક સુંદર બગીચાની વચમાં તે બંગલો આવેલો હતો. તરેહ તરેહનાં સુંદર વૃક્ષ, અને પુષ્પના છોડ વાડીની શોભામાં વધારો કરી રહ્યાં હતાં. લલીત તે બંગલામાં પેઠો તો એક સુંદર હોલમાં કેટલાએક લોક બેઠેલા છે, લલીતને જોઇને સૌએ આનંદની ગર્જના કીધી. જે હોલમાં સભા ભરાયેલી હતી, તે હોલનું વર્ણન કોણ કરી શકે ? હોલની વચમાં ગોઠવેલા સફેદ માર્બલ પથ્થરના ટેબલ, તરેહવાર ગાલીચા, ચિનાઇ ખુરશી, અને હાવભાવવાળી કુટિલ કટાક્ષ યુક્તાદિગ વસના વિલાસિનીઓના ચિત્રથી; હોલ ચળકી રહ્યો હતો.

મતલબ કે વિલાસને વાસ્તે જેજે આવશ્યક, અર્થ ગૌરવ

બતાવવાને જે જે પ્રયોજન, શારિરિક સુખ સ્વચ્છંદ વૃદ્ધિ કરવા માટે જે જે વસ્તુની સૃષ્ટિ પર ઉત્પતિ થઇ છે, તે સઘળાં પૂર્ણ રીતે ત્યાં વિદ્યમાન હતાં. આ બંગલો નારાયણદાસનો હતો. પોતે સુંદર કાંતીના જુવાન પુરૂપ હતા, બાપના મરવા પછી મિલ્કતના વારસ પોતે થયા હતા. આજે પોતાનો જન્મ દિવસ હોવાથી કેટલાક માણુસોને આમંત્રણ કીધાં હતાં. લલીત આવતાં સાથેજ નારાયણદાસે સલામ કરી પોતાની બગલમાં બેસાડયો થોડી વાર પછી હેમંતકુમારને લઇને સુરેશચંદ્ર આવ્યા પણ લલીતના આગમનથી લોકો જેવા ખુશી થયા, તેવા આ ગૃહસ્થોના આવવાથી ખુશી થયા ન હોતા, કારણ સુરેશચંદ્ર તેમની મંડળીમાં ભાગ લેતા નહોતા, એટલુંજ નહિં પણ તેમનાં આવાં ચરિત્રોની સામે હતા. તોપણ નારણદાસના વધારે નજીકના સગા હોવાથી સુરેશચંદ્રને સૌએ માન આપ્યું. નારાયણદાસ અને સભાના બીજા ગૃહસ્થો સાથે હેમંતકુમારની ઓળખ કરવામાં આવી. લલીતની સાથે પણ ઓળખાણ થઇ, અને લલીતની પાસેજ હેમંતે બેઠક કરી. સુરેશચંદ્રે નારાયણદાસને કહ્યું કે આજ મને વધારે જરૂરનું કામ છે તો હવે હું રજા લઇશ. ઉપરના ડોળથી નારાયણદાસે વિવેકની દિલગીરી બતાવી રજા આપી.

પાછળથી મદ્યપાન શરૂ થયું. અરસપરસ દારૂના ગ્લાસો ઉડવા લાગ્યા, ને આખરે લલીત તથા હેમંતકુમાર પાસે પણ આવ્યા, નારાયણદાસ લલીત સામું જોઇ કહેવા લાગ્યા “ કવિરાજ આજ સુધી તમે મદ્યપાન કીધું નથી પણ આજ રાતરે તમે પ્રોમીસ થયા છો તો પીવો પડશે, આવી ખેચતાણ ચાલતી હતી એટલામાં બંગલાના દરવાજે એક ગાડી આવવાનો અવાજ સંભળાયો. એક માણુસ

બાહાર આવી જુએ છે તો ગાડીમાંથી એક ગંભીર પ્રકૃતિવાળી બાળીકા ઉતરી બંગલામાં આવી. લલીત જુએ છે તો કમળા !

લલીતનો હાથ પકડી કમળા બાહાર તેડી ગઇ.

પ્રકરણુ ૩ જું.

×

રતનપુર.

પ્રિયબંધુ ૧૮..........

તમારી પાસેથી રજા લઇ હું રતનપુર આવ્યો છું, આ સ્થળ મારી પ્રકૃતિને બરાબર અનુસરતું છે. મુંબઇની સર્વ તરેહની ગોલમાલ કરતાં આ શાન્તીમય સ્થાન મને વધારે પસંદ પડતું છે. ભાઇ, ત્યાંથી અહિં આવતાં રસ્તામાં એક વિચિત્ર બનાવ બન્યો છે જે તમને લખ્યા વગર ચાલતું નથી. રેલવેમાં એક કાળો સરખો સાઠેક વરસની ઉમરનો બ્રાહ્મણ મારા સાથે બેઠો હતો. રેલવેથી ઉતરતાં થોડીવાર મારા માથા સામું જોઇ બોલ્યો:—

'સાહેબ તમે ક્યાં જશો ?'

મેં મારા જવાના સ્થળનું નામ આપ્યું.

વળી પુછ્યું:—

આપનું રહેવું ક્યાં ?

તે પણ કહ્યું.

પ્રશ્ન—આપનું નામ શું ?

નામ પણ કહ્યું.

પ્રશ્ન—શું તમો વસુદેવના ભાણેજ ?

ઉત્તર—હા.

બ્રાહ્મણ—મારા મહેરબાન, તમારા મામા સાથે મારે બહુ મોહોબત હતી. ધર્મ સંબંધી વાત ચિતો મને તમારા મામા બહુ સારી રીતે સમજાવતા આજના સુધરેલા જુવાનીઆઓ જ્યારથી વિદ્યાદેવીનાં ઘરમાં પગલું મૂકે ત્યારથીજ ધર્મના સત્યાનાશના બીજ વાવતાં શીખે છે. આજની કેળવણી વિદ્યાર્થીઓને કોઇ પણ કાર્યનું કારણ તપાસતાં પહેલેથીજ શિખવે છે; અને તે નિયમાનુસારે જૂવાનીયા એ નિયમેની અજમાયશ ઇશ્વર સંબંધી વાદ વિવાદ સાથે કરે છે. મેં હમણાંજ મુંબઇમાં ચોપાટીના દારયા કિનારે એક વિદ્યાર્થીને પોતાની સાથેના શિખનારાના ટોળામાં ઉભેલો એ સંબંધી નિચે પ્રમાણે ભાષણ કરતાં જોયો હતો.

"આ જગતને કોઇ કાળે પણ પેદા થયલું આપણે કેમ માની શકીએ ? કારણ કે શરૂઆતમાં જો કાંઇ ન હોય તો ઉત્પત્તિ થવી અસંભવિત ! અને જો કાંઇ હોય તો પેદા થયું કહેવાય નહિં ! ઇશ્વરે દરેક વસ્તુ સરજી છે એમ માનીએ તોપણ શંકા પેદા થાય છે, કારણ કે ઇશ્વર સર્વજ્ઞ અને મહંત શક્તિવાન એમ આપણે પહેલાં કલ્પેલું છે. જ્યારે તેની બનાવેલી કારીગીરી મનુષ્ય શરિર કે જેમાં ઘણું બારીક જ્ઞાન વાપર્યું છે છતાં તે એવું તકલાદી છે કે યંત્ર ખરાબ થતાં જરા વાર લાગતી નથી. સંપુર્ણ જ્ઞાની કારીગરે જ્યારે બારીક જ્ઞાન વાપર્યું ત્યારે તે કારીગરીને જોઇએ તેવી ટકાઉ તે કરી શકયો નથી એ અનુમાન સિદ્ધ વાત છે." આવી આવી

અનેક બબતો તે બોલતો હતો. શું આજની કેળવણી ધર્મનું આ-વુંજ તાત્પર્ય શિખવતી હશે? શું ધર્મ અને કેળવણીને નિકટનો સંબંધ નથીજ?

અરેરે આવી રીતની કેળવણીથી ધર્મની શું હાલત થશે? જ્યારે ધર્મ પાયમાલ થયો તો સંસારની પાયમાલીને વાર શી? ભાઇ હેમંત તમે માઠું લગાડશો નહિં. તમારા મામા સાથે મારે નિકટનો સંબંધ હતો માટેજ તમને બે બોલ કહેવા પડયા છે. આટલું કહી તે બ્રાહ્મણ પોતાને રસ્તે થયો.

ભાઇ, કમળાની ઉમર ૧૪–૧૫ વર્ષની હશે, છતાં હજુ તે તદ્દન બાળક માફક છે; હજુ પણ તે પોતાની ઉમરવાળાં બાળકો સાથે રમે છે. જો કોઇ બાળક રૂએ તો કમળા તેને ખોળામાં લઇ છાનું રાખે, કોઇને દુઃખી અવસ્થાએ જુએ કે કમળા તરત તેનું દુઃખ દુર કરવાના ઉપાય કરે. ભાઇ, આવું પ્રેમી માણસ મેં દુનિયામાં જોયું નહોતું. વધારે શું બોલું! કમળા માટીની પૂતળી નથી, કમળા એક દેવ બાળા! શું તેનું સૌંદર્ય! મનની સરળતા, ને માયાળુ સ્વભાવ! એવી ગંભીર પ્રકૃતિની બાળીકા આ સંસારે પૂર્વે મેં કદી જોઇ નહોતી.

હરિદયાળ શેઠને પણ જોયા. લલીત સંબંધી હકીકતથી મેં અનુમાન કીધું હતું કે એ અદ્દભૂત જનાવરની વળી મુલાકાત શી? તમે પણ ધારતા હશો કે એ એક મનુષ્ય દેહધારી રાક્ષસ હશે. પણ નહિં બંધુ તેમ નથી. શેઠ બહુજ ગંભીર સ્વભાવના ને વિદ્વાન છે. ઇંગ્રેજી ભાષામાં જેટલા સારા ગ્રંથો છે તે હરિદયાળ શેઠના અજાણ્યા નથી. લેટીન, ગ્રીક, ને સંસ્કૃત પણ જાણે છે.

બાકી ખુશી. સૌ સારી પેઠે હશે. લી. તમારો

હેમત કુમાર.

# વીભાગ ૬ ઠો.

## પ્રકરણ ૧ લું.

કેટલી સંભાળથી માણુસ આશારૂપી વેલાને લાંબી મુદત સુધી પાણી સીંચે છે. બહુ મુદત પર્યંત નિર્જન સ્થાને બેસી મનોહર ચિત્રની કલ્પના કરે છે! આશા લતા ફળીભુત થવાની આશાયે બહુ દિવસ સુધી રાહ જુએ છે; પણ હાય વિધાતા, અશાતુરની આશાનો ઉલટે રસ્તે વેગ કરે છે. એક આંખના પલકાર માત્રમાં એ સઘળો રંગ ફરી જાય, સઘળું રૂપ બદલાઇ જાય, લીલી કંચન જેવી આશાનો વેલો સુકાઇને ઘાસ તુલ્ય બને! મનુષ્યની જીંદગીની એજ સ્થિતિ છે.

પેલી અગાસીમાં બેઠેલી જે રમણી, કાલેજ એના હ્રદયમાં જ્યોત્સ્નાની લહેરી ખીલતી હતી; કાલે તેણીનું હ્રદય જો આનંદ ભર્યું જોત તો માલમ પડત કે કેટલું સુખ કેટલી આશા, કેટલી સ્ફુર્તિ એના હ્રદયમાં છુપાવેલી હતી? કાલે કદી તેણીનું મોં જોત તો દેખાત કે પ્રસ્ફુલિત એ નયનોમાંથી હર્ષની વિજળી ખીલી રહી છે, અને એ સુંદર હોઠ કેવા કષ્ટથી હ્રદયના આનંદ ભર્યા શ્વાસને ચાંપી રાખે છે. જોઇ શકત કે પગલે પગલે, દરેક અવયવની ગતીએ દરેક વચને જાણે સંતાયેલું કોઇ અહીમ સુખ ઉછાળા મારી રહ્યું હોય!

વાંચનાર! કાલની વાત બાજુપર મુકી આજે જો! ફકત એકજ દિવસનો ફેરફાર જો! અનંત સુખ તેઅનંત દુઃખે પરિણુત હૃદય ભરી

જ્યોત્સનારાશી આજ ઘોર અંધકારે પડેલી નેણોની હર્ષ વિજળી આજ આંસુમાં બદલાએલી; અનંત સુખ આજ અનંત દુખે પરિણુત, એકજ દિવસના અંતરાયે એક દિવસ શા માટે ફકત એક પણુ માત્રમાં અનંત લીલા ખેલા માણુસ ચર્મ ચક્ષુએ એ સઘળું જોઇ શકે નહિં.

રાત્રી ઘોર અંધકાર ભરી, પ્રેમકુમારીનું હૃદય પણુ ઘોર અંધકાર ભરેલું છે, પ્રેમકુમારી આજ ભુમી તળે પડી પડી ચોધાર આંસુએ રડે છે. આંખોનાં આંસુથી પૃથ્વી ભીંજાઇ ગઇ! હતભાગીણી જાણે આ સંસારમાં રોવા માટે ઉત્પન્ન થઇ હોય!

લલીતના કલંકની વાત બહુ ઠેકાણે ફેલાઇ ગઇ; રામદયાળ શેઠે પણુ સાંભળી હતી. કોઇએ તેમની પાસે કહ્યું હતું કે લલીત છોકરો છે, તેણે એક ઉપપત્ની રાખી છે. રામદયાળ શેઠ તો કૃષ્ણુદયાળનેજ ઓળખતા હતા. ( રામદયાળ પ્રેમકુમારીની માનો બાપ ) આબરૂદારની ઓલાદ હમેશાં વડીલોનાં આચરણેજ ચાલે એ અત્યંત સ્વભાવિક છે. તેથીજ તેમણે લલીતનો વિશ્વાસ કરેલો હતો. વૃદ્ધ રામદયાળ પોતે નિર્મળ ચારિત્રવાળા હતા. જેની સાથે ભવિષ્યમાં પ્રેમકુમારીના વિવાહ થવાના હતા. તે પુરૂષની ચાલ ચલણુ કલંક ભરેલી સાંભળી રામદયાળ શેઠને બહુ સંતાપ થયો, મનમાં નિશ્ચય કીધો કે એવા દુષ્ટાચરણીને કન્યા આપવી નહિં. એવા નરાધમના હાથમાં કન્યાને સોંપવી, તે કરતાં આખી જીંદગી કુંવારી રાખવી વધારે સારૂં છે. આ નિશ્ચયની વાત પ્રેમકુમારીએ સાંભળી. એક દિવસ લલીત પ્રેમકુમારીને મળવા આવતો હતો, એટલામાં શેઠે દરવાનને હુકમ કીધો કે એ નીચ માણુસને ઉપર આવવા દઇશ નહિં

ફરવાને લલીતને અટકાવી બહાર કહાડી મુકયો. એ સઘળું પ્રેમકુમારીએ જોયું

અભાગીણીએ જે આશા માટે અત્યાર સુધી જીવન ગાળ્યું હતું, તે આશાનો અત્યારે મુળચ્છેદ થયો; જે પ્રેમકુમારીના અંધકારમય જીવનમાં સુર્ય પ્રકાશ રૂપે હતો, તે આશા અંધકારમાં ડુબી. એ અભાગીણીના જીવનની હવે શી જરૂર છે? જે તેના પ્રાણનો પ્રાણ, હૃદયનો દેવતા, મહા મુલ્ય સામગ્રી, તે તેણીના સનમુખ જે અપમાનીત થયો, પ્રેમકુમારી કયા પ્રાણથી તે સહન કરે? તેજ પળે પ્રેમકુમારીનું મોત કેમ થયું નહિ? તેજ પળે તેના નાનાએ તેણીને કસાઇના હાથે કતલ કેમ નહિ કરાવી? તેજ પળે માથા પર વજ્ર પતન કેમ થયો નહીં? બાળીકા રૂદન કરતી કરતી બોલી "સમજી છું, ભગવાન! આ તમારી રમત હતભાગીણીને દુઃખ દેવા માટે આ બધી તમારીજ ગોઠવણ! અરે દેવ! માણસનું હૃદય શું આવું સખ્ત કે એટલું દુઃખ એટલો આઘાત પડવા છતાં તુટે નહિં?. હવે કોઇ સાથે કામ નથી; સુખનું કામ નથી, વિવાહનું પણ કામ નથી! હે ભગવાન, દયાના સાગર, તમે મને મરણ આપો, બીજું મને કાંઇ જોઇતું નથી! મરણ દો ભગવાન! મરણ દો!

પ્રેમકુમારી ઉંચે સ્વરે રડવા લાગી, મોંએ કપડું દેતાં પણ રોવાનો અવાજ અટકાવી શકી નહિં. રાત્રીનો વખત હોવાથી સૌ સુતેલાં હતાં જેથી કોઇએ અવાજ સાંભળ્યો નહિં. વળી રડતાં રડતાં તેણી બોલી;—

"તુંજ મહારા હૃદયનો સ્વામી છે, મારા શરીરનો સ્વામી હવે કોઇ થનાર નથી. તુંજ મારો પ્રાણેશ્વર, તુંજ મારૂં સરવસ્વ વિવાહ

નહિ થાય તેથી શું થયું ? જ્યાં જઇશ, જ્યાં રહીશ, ત્યાં તાહારૂંજ ધ્યાન ધરીશ; તુંજ મારા હૃદયમાં ચિરંકાળ રાજ કરશે. લોકો બોલે છે કે તાહારા ચરિત્રે કલંક લાગ્યું છે, હું વિશ્વાસ રાખતી નથી. કદિ કલંક હોય, પણ પ્રાણેશ્વર, રાત દિવસ જે ઠેકાણે રહીશ, ત્યાં તાહરા વાસ્તેજ ભગવાન પાસે રડીશ, હૃદયમાં જેટલાં આંસુ હશે તેટલાં કહાડીશ; શું તેથી કલંક ભુંસાશે નહિં ? અવશ્ય ભુંસાશે.

બારણાને કોઇએ ખોલવા કહ્યું-પ્રેમકુમારીએ આંખો લોહી તરત બારણું ઉઘાડયું, એટલે એક સન્યાસી ઘરમાં આવ્યો. પ્રેમકુમારી સન્યાસીના બે પગે હાથ નાંખી બોલી "પિતા ! આજે આવ્યા, બહુ સારૂં કીધું. મને તમારી સાથે લઇ જાઓ. હું અહીં હવે રહી શકીશ નહિં, તમારી પુત્રીની આજ માત્ર એજ ભિક્ષા !"

સન્યાસીનું ગંભીર મુખ વધારે ગંભીર થયું. પગમાં લોટતી અસહાયા કન્યા તરફ સન્યાસીએ દ્રષ્ટી કીધી. છુટા થયલા કેશ, વિશાળ પીઠે પડેલા છે. ધીરે ધીરે પ્રેમકુમારીને ઉઠાડી પિતૃભાવે વદનચુંબન કરી સંન્યાસી બોલ્યા, આવો મા, મ્હારી પાસે આવો તમને લઇ જવાજ આવ્યો છું." એટલું બોલી સન્યાસી અગ્રેસર થયો. "જય" એટલું બોલી પ્રેમકુમારીએ એક પેટી ઉઘાડી તેમાંથી એક પાકીટ બહાર કાઢ્યું. ધીરે ધીરે પાકીટ ખોલ્યું. પાકેટમાં શું હતું ! એક ભાંગેલી પેનસીલ, એક વૃક્ષના વેલની બનાવેલી સુકી અંગુઠી, એક સુકાયલા ફુલની કરમાયલી માળા ને કેટલાક કાગળ પ્રેમકુમારી એક પછી એક સઘળું જોવા લાગી. બાળ ઉમરની સ્મૃતિ તરત યાદ આવી, રતનપુરની વાત તરત સાંભરી, અને લલીતનો પ્રેમ તેજ સાથે યાદ આવ્યો. આહા ! અભાગિણીને હવે કાંઇ છે ? સંસાર

જ્યારે અંગારની મૂર્તિ ધારણ કરી, બાલીકાના હૃદયને ડામ દેતો ત્યારે પ્રેમકુમારી આ સઘળું જોઇ શાન્તી પામતી. જ્યારે નિરાશાનાં અંધકારે બાળીકા અટવાઇ પડતી. ત્યારે આ કેટલાંક કાગળ, ફુલની સુકાયલી માળા, તેના હૃદયમાં આશાનો પ્રવાહ વહેતો કરતાં એટલામાં:—

સન્યાસીએ બહારથી સાદ કીધો. " મા, આવો, વખત લગાડો નહિં, " પ્રેમકુમારી પાકીટ વસ્ત્રમાં બાંધીને પિતા પાસે આવી ઉભી રહી.

બેઉ વિના સબ્દે ચાલતાં ચાલતાં દરિયા કીનારે આવ્યાં, એક હોડી દરીઆમાં બાંધેલી હતી તેમાં પિતા, પુત્રી બેઉ સવાર થયાં હોડી ધીરે ધીરે ચાલવા લાગી.

અંધારી રાત્રે શાંત સમુદ્રમાં હોડી ચાલી જાય છે. આકાશમાં પ્રકાશિત તારામંડળ નીચે સૂતી સૂતી પ્રેમકુમારી વિચાર કરવા લાગી; " આ વિશાળ રાજ્યમાંથી શું મને આશ્રયસ્થાન નહિ મળે ? મારા પ્રેમને ગૃહણ કરનારી સામગ્રી નાહં મળે " ? એમ વિચાર કરતી કરતી બાળીકા નિદ્રામાં પડી.

ક્રમે ક્રમે અંધકાર ઓછો થવા લાગ્યો, પૂર્વ દિશામાં પ્રકાશ દેખાવા લાગ્યો, અને હોડી એક કીનારે આવી ચડી. પ્રેમકુમારી તે વખતે પણ સુતેલી હતી. પ્રભાતનો શાંત વાયુ ધીમે ધીમે પ્રેમ-કુમારીના માથાના વાળને મોં પર ઉડાવતો હતો. વિશાળ બે અં-ખોમાં નિદ્રા ભરેલી હતી, છતાં આંસુનાં પાણીનાં નિશાન હજી પણ ઉપરથી સુકાયાં નહોતાં. એક હાથ ઉપર માથું રાખેલું હતું અને બીજો હાથ કમર પર પડેલો હતો. સન્યાસી અ-

નિમેષ લોચને કન્યાનું અતૂલનિય રૂપ જોવા લાગ્યો. પ્રભાતના શિતળ પવનથી, વધારે ટાહાડ લાગતી હોવાથી, સન્યાસી એ સયત્ને, અન્ય વસ્ત્રના અભાવે પોતે ઓઢેલી ચાદર દ્વારાએ કન્યાનો સુકોમળ દેહ ઢાંકી દીધો અને એકી નજરે કન્યાના ઉન્નતા મોં સામું જોઇ રહ્યો. કોણ જાણે કે ધીરે ધીરે સન્યાસીએ એક દીર્ઘ નિશ્વાસ શા માટે મૂક્યો? શા માટે સન્યાસીની આંખોમાં પાણી આવી ગયાં? સન્યાસી ધીરે ધીરે બોલ્યો, "હતભાગિણિ ફક્ત દુઃખનો બોજો ઉઠાવવાનેજ સંસારમાં આવેલી છે. વિધાતા! એ સુકુમારી બાળીકાના કપાળમાં શું સુખ નથીજ? તમેજ જાણો, દેવ તમેજ જાણો."

પ્રેમકુમારી જાગી ઉઠી, ચારે બાજુએ જુએછે તો એક નવીજ ભૂમિમાં આવી પડેલી જણાય છે.

સન્યાસી બોલ્યા "મા આવો. આપણો આશ્રમ આવ્યો છે. આ જુઓ માહારી ઝુંપડી." ધીરે ધીરે બેઉ કિનારે આવ્યાં એ ઠેકાણે ચારે તરફ જંગલ હતું. ઝુંપડીમાં જઇને સન્યાસીએ કહ્યું, "જુઓ મા, આ ઠેકાણે કેટલાક દિવસ તમારે રોકાવું પડશે. રહી શકશો"? પ્રેમકુમારી બોલી "હા"

સન્યાસીએ કહ્યું, "મા તમારૂં અતીત જીવન ભુલી જાઓ, એ સુખ સંપદ અહિં તમને મળશે નહિં, આ જીવન, અતિ કઠોર જીવન છે, આ ઠેકાણે તમને કોઇ સખી મળશે નહિં. આ ઠેકાણે કોઇપણ આવીને તમને મનોહર વાત કરશે નહિં. તમારી સેવા માટે દાસ દાસી પણ મળશે નહિં તમારે આ વસ્ત્ર, આ અલંકાર, ત્યાગ કરવાં પડશે. આ જુઓ તમારાં પહેરવાનાં વસ્ત્રો!" એમ કહી ગેરૂએ રંગેલાં લાલ કપડાં આપ્યાં.

સન્યાસીએ ફરીથી કહ્યું " આ જગ્યાએ બેસી હું તમને શિક્ષાદાન કરીશ. એ શિક્ષાના પ્રભાવે મા, તમે સંસારીક સુખ દુઃખને તુચ્છ સમજશો. તમારાથી હવે શોકે અધીરા થવાશે નહિં, તમને આત્મ સંયમ કરતાં શિખવીશ; તમને ભગવાનનીજ વાત કહીશ. આ વિશ્વ બ્રહ્માંડનો જે પ્રાણ તેના ધ્યાનમાં તમે નિર્મળ આનંદ પામશો."

પ્રેમકુમારી—પિતા, સંસારની શું સઘળી વાતો ભૂલી જવી પડશે?

પ્રેમકુમારીનું મો જરા ફીકું પડી ગયું. સન્યાસી તે સઘળું સમજી ગયા ને બોલ્યા, "ભય નહિં, ભયનું કાંઇ કારણ નથી, બેટા ગભરાય છે શા માટે? તું જેને સંસારીક વસ્તુ તરીકે ગણે છે તે વાસ્તવિક સંસારી વસ્તુ નથી, તેતો સ્વર્ગીય વસ્તુ પ્રેમ પાર્થીવ પદાર્થ નથી, કોઇ કનિષ્ટ પ્રવૃત્તિ વિશેષ ચરિતાર્થ કરવાની લાલસાને લોકો ભૂલથી પ્રેમ કહે છે. એવો પ્રેમ પાર્થીવ પદાર્થ અને પાર્થીવ પદાર્થનેજ ભૂલવાનું હું તને કહું છું, સમજી મા? પ્રેમ જ્યારે શરીરનોજ આશ્રય કરે ત્યારે તે કનિષ્ટ પશુતુલ્ય. એ પ્રેમ વાસ્તવિક પ્રેમ નહિં, દેહની સાથે એનો પણ નાશ થાય છે. હું જે પ્રેમની વાત કહું છું તે દેવતાની ભોગ્ય વસ્તુ, તે અસીમ. દેહનો નાશ થતાં પણ તે પ્રેમનો નાશ થતો નથી. બોલો જોઉં મા! તમે જેના પર પ્રેમ રાખો છો, તે કદિ ચિરંકાળ વ્યાધીથી પીડાતો હોય, શરીરનો મહા રોગી હોય, કુરૂપ હોય તો શું તમારો પ્રેમ ત્યાંથી પાછો વળશે?

પ્રેમકુમારી—નહિં, કદિ નહિ. મેં શું શરીર સાથે પ્રેમ કીધો છે? મેં તો આત્મા સાથે પ્રેમ બાંધેલો છે.

સન્યાસી—ત્યારે સમજો મા, આ સંસારે આત્મા સાથે બાંધેલો પ્રેમજ સત્ય છે. વિદ્વાનોએ, શાસ્ત્રકારોએ તેનેજ ખરો પ્રેમ કહ્યો છે. તેમાં હિંદુ શાસ્ત્રોએ એ પ્રેમનો મહિમા જેવો સમજાવ્યો છે તેવો જગતમાં કોઇ શાસ્ત્રે સમજાવ્યો નથી. એજ પ્રેમ આર્ય મહિલાને સ્વામીના આત્મા સાથે જવાને સળગતી ચેમાં આનંદભેર જીવતાં કુદાવતો.



પ્રકરણ ૨ જું.

×

પ્રાતઃકાળ થયલો છે, ઉગતા સુર્યનાં મનોહર કિરણ દિવાનખાંનાની બારીમાં પ્રવેશ કરીને લલીતની પથારીના ઉપલા ભાગ પર પડેલાં છે. લલીત જો કે તે વખતે પથારીમાં સુતો હતો, પણ સંપૂર્ણ જાગતો હતો. પથારીમાં સુતો સુતો લલિત કાંઇક વિચાર કરતો હતો.

પ્રેમકુમારીના જતા રહેવાની વાત ઘણે ઠેકાણે ફેલાઇ ગઇ હતી. લલિતના કલંકની વાતો લલિતે પણ સાંભળી હતી. ઘણી જગ્યાએ બોલાતું કે મલીના લલિતની ઉપપત્નિ. પ્રેમકુમારીના જવાના દુઃખ કરતાં, મલિના ઉપર આવતા મિથ્યા દોશારોપથી લલિત વધારે દુઃખી હતો. લલિત વિચાર કરવા લાગ્યો કે " મારી ઉપર મિથ્યા દોશારોપને લીધે મને કંઇ નુકશાન નથી. લોકો પણ મને કાંઇ બોલી શકશે નહી; પણ નિરપરાધી બિચારી મલિનાને મોટું નુકશાન છે. તેણી જો આ વાત સાંભળશે તો શું વિચાર કરશે? બનશે તો લાજથી આત્મહત્યા કરશે. પણ એક સારો ઉપાય હજી એ છે કે ઇચ્છા કરૂં તો હું મલિનાને મિથ્યા કલંકમાંથી બચાવી શકું છું. જો

તેણીની સાથે વિવાહ કરી તેણીને ધર્મપત્નિ તરીકે લોકોમાં જણાવું તો તેણીનું ને મારૂં બેઉનું કલંક દુર થાય. હું જો તેણીની સાથે વિવાહ કરૂં તો તેણીના ઉપર મેં મોટો ઉપકાર કર્યો કહેવાશે. જાણેલ જોએલ નહિ એવા કુળની બાળીકા સાથે વિવાહ કરવાથી લોકો બહુ વાતો કરશે, પણ અડચણ નહિં; તેથી તે બીચારી નિરપરાધીણી અસહાયા બાળીકા ઉપર લાગેલો મિથ્યારોપ તો દુર થશે. લોકોના બોલવાના ભયે ડરવું તેતો કાયર પૂરૂષનું કામ છે. પણ બીજી વાત, પ્રેમકુમારી ઉપર મારો જેટલો પ્રેમ છે, તેટલો પ્રેમ તો મલિના ઉ-પર નથી. પ્રેમકુમારી મને બોલ્યા ચાલ્યા વગર જતી રહી એ સત્ય. મારા કલંકની વાત સાંભળી તેણી મારા ઉપૂર ક્રોધ કરી શકે, મારી સાથે વિવાહ કરવાને નાકબુલ થાય, એ પણ સત્ય તો પણ તેણીના ઉપરનો મારો હૃદયભેદક પ્રેમ, એક બિંદૂ માત્ર પણ ઓછો થતો નથી. જે હૃદય એકને અર્પણ કરેલું, તે કદી બીજાને આપી શકાય ?"

લલિત બહુ વખત સુધી વીચાર કરી બોલ્યો "આપી શકાય નહિ. સત્ય ! પણ હું તો મારા સૂખને માટે કાંઇ વિવાહ કરતો નથી, પોતાના સ્વાર્થની સિદ્ધી માટે તો એક દરીદ્ર અસહાયા બાળીકાનું પાણી ગ્રહણ કરતો નથી; અને વળી તે વીવાહ કેવળ અસુખનુંજ કારણ થઇ પડે એમ પણ નથી. મલીના સુખી થશે, ને કદાચ હું પણ સુખી થઇશ. મલીનાને સુખી જોઇને હું પણ સુખી થઇશ. પ્રેમકુમારી ક્યાં ગઇ છે, ને કેમ છે તે હું જાણતો નથી. જો પ્રેમકુમારી જીવતી હશે અને કદી મળશે તો બોલીશ કે "પ્રેમકુમારી સ્નેહ રાખવાની મનુષ્યની જેટલી શક્તિ છે, તેના કરતાં પણ વધારે

સ્નેહ તારાપર રાખ્યો છે. વિધાતાનો વિચીત્ર પ્રકારનો ઠરાવ કે આપણા વીવાહ થયા નહીં. મારો દોષ ક્ષમા કર! પ્રેમકુમારી દયાળુ, ક્ષમામયી મને નક્કી માફ કરશે. " એમ વિચાર કરતાં લલિતની આંખમાં આંસુ આવી ગયાં, એક દીર્ઘ નિશ્વાસ નાંખી બોલ્યોઃ—

'માણુસની ઇચ્છા પોતાના તાબે નથી.'

તે દિવસની સાંજના વખતે લલિત પોતે આ માગણી મલીના પાસે કરે એવો નિશ્ચય કર્યો. લલિત ધારતો હતો કે મલીના આનંદ સાથે તે કબુલ રાખશે.

સંધ્યા થતાં લલિત મલીના પાસે ગયો. જે ઘરમાં મલીના સુતી, તે એક જીર્ણ ઘર હતું, પણ કૃષ્ણદયાળ શેઠે તે સારી રીતે કરી આપ્યું હતું. મેજ ઉપર કપડું બીછાવી મલીના કાંઇક લખતી હતી. લલીત જે જે કવીતા રચતો તે સઘળી મલીનાને આપતો. મલીના સારા અક્ષરથી એક ચોપડીમાં તે લખતી અને વખતપર લલીતને પણ બતાવતી. લલીતને પોતાના ઘરમાં આવેલો જોઇ મલીના ઘણી ખુશી થઇ. લલીત એક જુદા આસને મલીનાની સામે બેઠો.

લલિતની બનાવેલી એક કવિતા આનંદ સાથે સારા રાગથી મલીના બોલવા લાગી. કવિતા પુરી થતાં તેણી બોલી " આવી સારી કવીતા તમે કેમ કરી બનાવો છો ? "

લલીત હસતાં હસતાં બોલ્યો "તું તો બહુ સારા રાગથી ગાય છે ! મને તો આવી ખબર નહોતી. " એટલું કહીને લલીતે મલીનાના હાથમાંથી પુસ્તક લઇ લીધું, અને બોલ્યો " મલીના આજ તને એક

વાત પૂછવા આવ્યો છું, લલીતે મુખ ગંભીર કીધું; લલીતનું ગંભીર મુખ જોઇને મલીના ગભરાટમાં પડી. લલીત મને કોઇ બીજી જગ્યાએ મોકલી આપશે? અથવા મને મૂકી લલીત બીજી જગ્યાએ જશે? જો એમ બન્યું તો શું થશે? અતિશય વ્યગ્ર ચિત્તે મલીના બોલી "શું કહેવું છે? કાંઇ માઠા ખબર તો નથી વારૂ? પ્રથમ બોલો કે મને મૂકીને તો ક્યાંઇ જવાના તો નથીને"?

લલીત—તને મૂકીને ક્યાંઇ પણ જવાનું નથી, ઉલટું તને ચિરકાળ મારી પાસેજ રહેવાનું બને એ વાત બોલવાની છે.

મલીના અતિશય ખુશી થઇને બોલી. 'ત્યારે બોલો"

લલીત કેટલીવાર સુધી શાન્ત બેઠા પછી બોલ્યો "મલીના હું તારી સાથે વિવાહ કરવા ચાહું છું તું કબુલ થઇશ?"

મલીના ઉભેલી હતી; આ વાત સાંભળીને તેનું સુખમંડળ મોટી શોચનામાં પડ્યું. શરીર કાંપવા લાગ્યું, અને મગજ બેભાન હાલતે ફરવા લાગ્યું. જમીનપર પટકાઇ જવાની સ્થિતિ થઇ, પણ પડી નહિ; લલીતે તે સુકોમળ શરીરનો પડતાં પડતાં બચાવ કીધો, અને મુર્છિતાવસ્થાની સુંદરીને બીછાના પર સૂવાડી.

મોં પર બહુ વાર સુધી શિતળ પવન નાંખવાથી મલિનાને ચૈતન્ય આવ્યું અને બંધ રહેલી બે વિશાળ આંખો પ્રફુલ્લિત થઇ. ખૂલી આંખે મલીનાએ ટગર ટગર લલીતના મોં સામું જોયા કીધું અને પછી તુરત આંખો બંધ થઇ.

બીજે દિવસ પ્રાતઃકાળે લલીત પથારીમાંથી વહેલો ઉઠયો, ઉઠતાં તજ જુએ છે તો તેનાં પલંગ નીચે એક પત્ર પડેલો છે. સરનામાના

અક્ષર મલીનાએ લખેલા છે એમ સમજ્યો, લલીતે વિચાર્યું કે કાલે મલીના શરમને લીધે મોંએ હા પાડી શકી નહિં માટે આજે પત્રમાં ઉત્તર લખ્યો જણાય છે. ઉમંગ સાથે ઉતાવળમાં ઉપરનું કવર ઉખેડી પત્ર વાંચે છે તો મોટો નિશ્વાસ મૂકયો. મલીનાએ લખ્યું હતું કેઃ—

"મારૂં માથું ફરે છે, હાથ કંપે છે, શું લખું છું તે સમજતી નથી. હું જાઉં છું; હું એક ક્ષુદ્ર અંધકારનો કીડો, તેનાથી એવડો મોટો પ્રકાશ સહન થઇ શકયો નહિં.

"મારે હવે કોણ છે! તમેજ મારૂં સર્વસ્વ. હું કાંઇ જાણુતી નહોતી, કયાં જગતને એક ખૂણે પડી હતી, તમે મને પ્રેમથી લાવ્યા કેવા મોટા સુખમાં રાખી, કેટલા સદુપદેશ દીધા, કેટલાં સારાં પુસ્તક વંચાવ્યાં—શિખવ્યાં, અને કેવો નિર્મળ પ્રેમ રાખ્યો! અરે દેવ એ ટલોપ્રેમ શામાટે રાખ્યો ? કેજે આ દુઃખીણીથી સહન થઇ શકયો નહિં. જો એટલો બધો પ્રેમ ન રાખતે, જો એટલા બધા પ્યારની દ્રષ્ટીથી ન જોતે, જેવી આંખે દાસ દાસીને જોવાય, એવીજ આંખે જો મને જોતે; તો હે દેવ, હું તમારાથી દુર થઇ શકત નહિં.

એક બીજું મનુષ્ય પણ છે. હમણાં કયાં છે તે જાણુતી નથી. તેનું હૃદય પણ તમારી માફક ઉદાર, તેનું પણ મન તમારી પ્રમાણે ઉચ્ચ. આ સંસારે હું તેની દેવી તુલ્ય ભકિત કરૂં છું. એ પ્રેમકુમારી સહાય સંપત્તિ વગરની આ દુઃખીણી જયારે વિપદમાં પડી હતી, ત્યારે તમે બે જણાંએ જ આશ્રય આપ્યો છે, શોકના દરિઆમાં ડુબેલી હતી ત્યારે તમેજ ધીરજ આપેલી છે. તમો બેઉ જણાંના દયા અને સ્નેહની કથા હું જીંદગીપર્યંત ભૂલીશ નહિં.

તે સિવાય મેં સાંભળેલું છે કે તમો પ્રેમકુમારીને બાળ ઉમરથી ચાહો છો. અનેકવાર તેણીનામાટે દીર્ઘ નિશ્વાસ મૂકતાં મેં તમને જોયા છે. તમારો પ્રેમકુમારી સાથે વિવાહ થશે એવું સાંભળતાં મારૂં હૃદય આનંદે ઉભરાઇ જતું. મેં વિચાર કીધો હતો કે તમારા બેઉ જણની સેવા કરી મારો અવતાર સફળ કરીશ, ભગવાન જાણે છે, કે એ સિવાય બીજી કોઇ જાતની ઉંચી આશા આ દુઃખીણીના હૃદય-માં ઉત્પન્ન થઇ નથી.

પ્રેમકુમારી હમણાં ચાલી ગઇ છે. જ્યાં હશે ત્યાં, તમારા વગર બીજો કાંઇ વિચાર તેણી કરતી નહિં હશે. હું નિશ્ચય જાણું છું કે તમારા વિવાહ પ્રેમકુમારી સાથે થશે ને થશેજ. પ્રેમકુમારી તમારેજ માટે ને તમે પ્રેમકુમારીનાજ માટે છો.

કાલે રાત્રે તમે જે વાત કહેલી તેનો વિચાર કરતાં મને બહુ શરમ આવે છે. હું કેટલી નીચ, ને તમો કેટલા ઉંચ્ચા હું કેટલી ક્ષુદ્ર, ને તમો કેટલા મહતા મારૂં માથું એ વિચારોથી ફરવા લાગ્યું અને શરીર કાંપવા લાગ્યું. હું એટલી દયાને ઉપયુકત નથી, હું અ-નુગ્રહને યોગ્યપણ નથી. તમે દેવતા છો, મારો અપરાધ હોય તો માફ કરજો, તામારી માગણી હું સ્વીકારી શકતી નથી, એટલો પ્રકાશ મારી આંખો સહન કરી શકી નહિં; હું જાઉં છું—ફરીથી અંધકારની અંદર પડીશ, હવે શોધ કરીને બાહાર કાહાડશો નહીં; હું જેવી જાતનું મનુષ્ય, મારે માટે તેવીજ જાતનું જીવન ભલું.

પ્રેમકુમારીએ આપેલા અલંકાર સર્વે પેટીમાં રાખેલા છે. તમારાં પુસ્તક વગેરે પણ કબાટમાં ગોઠવેલાં છે. મારૂં સર્વસ્વ જે રાખી ગઇ છું તે જોઇને કોઇ દિવસે આ અભાગિણીને યાદ કરજો. ઇશ્વર તમોને

સુખી રાખે. તમારો યશ, તમારૂં ગૌરવ જગો જગોએ ફેલાય, એવી મારી ગરીબની આશીશ છે. જ્યારે મલીના તમારી યાદદાસ્તમાં આવે ત્યારે નિશ્ચય કરી માનજો કે એ અભાગિણી જ્યાં સુધી જીવતી છે ત્યાં સુધી તમારૂંજ કલ્યાણ ઇચ્છશે.

મને હવે કષ્ટ દુઃખનો ભય નથી. એટલી ચાહના જેણે મેળવી તેને વળી દુઃખનો ભય શેનો ? તમારી દયા, તમારો પ્રેમ, એ એક બાજુએ; અને જગતનું સર્વ કષ્ટ બીજી બાજુએ રાખી તપાસ કરતાં માલુમ પડે છે કે તમારા પ્રેમનું બળ વધારે છે. મારી ફિકર કરશો નહિં.

જો જીવતી હઇશ તો તમારા પ્રેમકુમારી સાથે વિવાહ થશે ત્યારે જોવાને આવીશ. તે વખતે તમારા પગની ધુળ લેવાને આ અભાગણીને અટકાવ કરશો નહિં. આ દુઃખીણીને સંસારે કોઇ નથી.

લલીતે બે ત્રણ વખત કાગળ વાંચ્યો. રોતાં રોતાં ઉંચે સ્વરે બોલ્યો,"મલીના, તું નીચ ને હું ઉચ્ચ ! રોતાંરોતાં લલીત ઘર બાહાર નીકળ્યો, અને મલીનાની તપાસ માટે કાંઇ તજવીજ કીધી નહિં. પ્રેમકુમારીના જવાથી લલીતને એટલું ખરાબ લાગ્યું નહોતું; પ્રેમકુમારી જવાનું કારણ લલીત નહોતો, અને મલીનાનું કારણ તો લલીત હતો. શું આપતાં મલીનાં ફરી મળે, લલીત તે આપવા કબુલ હતો પણ મલીના હવે આવે ? દુઃખીણીના સુખમાં પણ શાન્તી નહોય. જે સુખની આશાની કલ્પના પણ ન થઇ શકે, તે સુખ મોહિની વેષ ધારણ કરી મલીનાના સન્મુખે આવ્યું પણ અભાગિણી તે સુખ જોઇ બીકથી નાઠી. સુખ અને દુઃખ તે બેઉમાં હવે પ્રભેદ શું ?

---

પ્રકરણ ૪ થું

વાંચનાર, આપણે પાછા રતનપૂરની સંભાળ લઇએ. એક ખેડુતના ઘરમાં આજ મહા સંતાપ થઇ રહ્યો છે. તે બિચારાનો એકનો એક છોકરો ૪-૫ વરસની ઉમરનો ભયંકર માંદગીમાં સૂતેલો છે. બાળકની મા, બાપ સૌ બહુ વિપદમાં આવી પડયા છે. એવા સમયમાં એક સ્ત્રી ત્યાં આવી. તેણીને જોતાં સાથેજ સૌનાં મન જરા આનંદ ભર્યાં દેખાવા લાગ્યાં. પાસે બેઠેલામાંથી એક સ્ત્રી બોલી ઉઠી, "હવે ભય શોછે? આપણાં પ્રેમી મા આવ્યાં!" એ **નવીના જનની**. તે બીજું કોઇ નાહં પણ "કમળા ગૌરી" તેણી બાળ ઉમરથીજ માતા કહેવાઇ છે. કમળા ઘરમાં આવી, બાળકની માતાને અતિશય કલ્પાંત કરતી જોઇ બોલી; "ચૂપ કરો, રોવાથી શું થશે?"

બાળકે કેટલીક વારે બંધ કરેલી આંખો ઉઘાડી, અને કમળાના ચેહરા સામું સજળ નયને જોવા લાગ્યો. કમળાએ તે બાળકને તેની માતાના ખોળામાંથી લઇ પોતાને ખોળે લીધું.! આહા તે ઘાસની છાયેલી પથારીની આ વખતે કેવી શોભા થઇ રહી હશે! એ સુંદરીએ સંતાનને કેડે લઇ જરા આમ તેમ ફરવા માંડયું, સંતાનના બાપને બોલાવી કહ્યું, "આ ગામમાં એક નવા ડાક્તર આવેલા છે તેનું નામ હેમંતકુમાર છે, તેને જલદી બોલાવી લાવો.'

ખેડુત—મા, તે મોટું માણસ, ને હું ગરીબ, તે ગરીબના ઘરમાં કેમ આવશે? તેને ફી દેવાની શક્તિ તો મારી પાસે નથી!

કમળા—હું ધારૂં છું કે તેઓ તમારી પાસેથી કાંઇ લેશેનહીં; જો લેશે તો ફી હું દઇશ, તેની તમારે ચિંતા નહિં પણ તમે જલદી જાઓ.

ખેડુત દોડતો દોડતો ડાક્તરને બોલાવવા ગયો. હેમંતકુમાર આવ્યા. કમળા જરા શરમાઇ તો ખરી પણ ફક્ત થોડોજ વખત માટે.

કમળાના પાંસે બિમાર સંતાન હતું તેને તપાસીને ડાક્તર બોલ્યા, "બિમારી સખત છે પણ કદાચ આરામ પણ થાય. માંદગી શરૂ થતાંજ મને બોલાવવો હતો. જે થયું તે થયું; હજી પણ ઔષધ આપવાનો વખત હાથમાં છે. તમારામાંથી કોઇ જલદી મારી સાથે આવો, હું દવા આપુ છું; અને હું થોડીવાર પછી પાછો આવીશ."

એ સમયે ખેડુતની સ્ત્રી સજળ નયને કૃતજ્ઞતા પૂર્ણ હૃદયે ડાકટર સાહેબની સનમુખે આવી; અને પોતાના હાથમાં રાખેલું એક રૂપાનું માદળીયું ડાકટર સાહેબ તરફ નાંખીને બોલી, "સાહેબ હાલ તરત આ રાખો, મારા હાથે રૂપીયો થશે ત્યારે આપીને માદળીયું પાછું લઇ જઇશ." હેમંત લજ્જાભર્યા મોઢે બોલ્યો, "લોકો પાસેથી પૈસા લઇને દવા આપવી એવો મારો રોજગાર છે ખરો, પણ વત્સ હું એવો, પશુ અને નિર્દય નથી કે તમારો અલંકાર ઉઠાવી જાઉં. તમે ગરીબ માણુસ છો તે હું જાણું છું. ગરીબનો ઉપકાર કરતાં હું જેટલો સુખી થાઉં છું; તેટલો એક હજાર રૂપીઆ મળતાં પણ સુખી થતો નથી. તમારો અલંકાર લો, બાઇ, ભગવાનની કૃપાથી જો તમારા સંતાનને આરામ કરી શકું, તો હું બરાબર બદલો મળ્યો ગણીશ" એટલું કહી ડાકટર સાહેબ ચાલ્યા ગયા. તે ઠેકાણે એક પાસેના ગામની ડોસી બેઠેલી હતી તે બોલી, "આહા ! ધણી ધણીઆણી બેઉએ કેવાં દયાળુ ! સ્ત્રી જેવી દયાળુ તેનો સ્વામી પણ તેવોજ દયાળુ છે. ભગવાન તેના બાળ બચ્ચાંને અમર રાખો".

ડોસીની ભૂલ જોઇ સઘળી સ્ત્રીઓ હસવા લાગી. કમળા પણ લજવાઇ ગઇ. એક સ્ત્રી બોલી " અરે ડોસીમા કમળાના વિવાહ હજી નથી થયા, એ ડાકટર એમના સ્વામી નથી."

ડોસી પોતાની ભુલથી કાંઇપણ શરમાયા વગર બોલી " કદી વિવાહ ન થયા હોય તો એ કન્યા લાયક વર, એ ડાકટરજ છે. બેઉ ઉપયુક્ત પાત્ર.

ઔષધ આવ્યું, કમળા બરાબર નિયમસર ઔષધ પાવા લાગી હેમંતકુમાર પણ ફરીવાર આવી ગયા. ૪–૫ વખત ઔષધ પાયા પછી રોગમાં ઘણો ફેર પડી ગયો, હેમંતકુમારે શોકાતુર પિતા માતાને ધિરજ આપી કે હવે તમારા સંતાનને ધાસ્તી નથી.

સાંજનો વખત થયો બાળકને આરામ થવા લાગ્યો, એટલે નિયમસર દવા પાવાનું સંતાનની માને બતાવી કમળા ઘર તરફ આવવા નીકળી. ચાલતાં ચાલતાં રસ્તામાં અનેક તરેહના તરંગ મનમાં ઉઠવા લાગ્યા. મુખ્ય તરંગ એ કે " વિવાહ કરવાથી કર્તવ્ય કાર્યની હાનીજ થાય, એ બરાબર નથી. અનેક સમયે ઉલટું હાની થવાને બદલે ઉત્તેજન મળે છે. "

---

પ્રકરણ ૫ મું.

રતનપુર અને તેની આસપાસના ગામોમાં હેમંતકુમારની ખ્યાતી વધવા લાગી. દુઃખી ઉપર ઉપકાર અને દરદીની સેવા ચાકરી માટે એટલામાં સર્વ ઠેકાણે કમળા અને હેમંતકુમારનું નામજ

જાણીતું થયેલ હતું. રતનપુરના પુરૂષ અને સ્ત્રી સો હેમંતકુમાર અને કમળાની દેવતુલ્ય ભક્તિ કરતાં.

કમળા પણ દિવસે દિવસે હેમંતકુમારના અમાપિક ભાવે મોહ પામવા લાગી. અનેક સમય બેઉ જણાની દરદીની કોટડીમાં ભેટાભેટ થતી; અનેક સમયે બેઉ જણ અરસપરસ સહાય કરતાં.

પ્રેમ શાથી જન્મે? રૂપ જોઇને કે ગુણ જોઇને? કશુંએ જોઇને નહિં. પ્રેમ પોતાની મેળે કુદ્રતીજ જન્મે છે. પ્રેમના કારણનું વર્ણન આ ચામડાની જીભડી કરી શકતી નથી. પ્રેમ, માણુસના હૃદયની સ્વાભાવિક વૃત્તિ છે. રૂપ ગુણ, પ્રેમને કાંઇક ઉત્તેજીત માત્ર કરી શકે છે. મનુષ્યના જીવનમાં એવો એક સમય છે, કે જે સમયે એક હૃદય બીજા હૃદયનું અવલોકન કરવાનો આરંભ કરે; પોતાના હૃદયની આશા, વિશ્વાસ, વિચાર, સુખ, દુઃખ, બીજાના હૃદયમાં રાખવાની ઇચ્છા કરે; એવા એક જણને ચહાય, કે જે પોતાને સુખે સુખી હોય, દુઃખે દુઃખી હોય, વિપદે સહાયક હોય. હૃદયની આવી આકાંક્ષા, પ્રાણની આવી પિપાસાનો સઘળા મનુષ્યે પોતાની જીંદગીમાં એક વખત અનુભવ કીધોજ હશે. ભાઇ, એ આકાંક્ષાઓની કેટલેક દરજ્જે નિવૃત્તિ કરી શકે ખરો, પણ સંપુર્ણ રીતે નહિં, એવા અનેક વિષય છે કે જે ભાઇ પાસેથી પણ મળી શકશે નહિં. પણ એ સિવાય એક જણ છે, કે જેના હૃદય સાથે અંતઃકરણને મેળવી શકીએ છીએ. જેની પાસે, હૃદયના કોઇપણ એવા ભાવ નથી કે જે છાના રાખવા પડે, પ્રાણની એવી કોઇ પણ વાત નથી કે જે છુપાવી શકાય. સ્વામી અને સ્ત્રીનો કેવો પવિત્ર સંબંધ! પિતા માતા, ભાઇ, ભગ્ની, બંધુ, આત્નીય એ

સઘળાંનો સંબંધ પણ ઘણો પવિત્ર છે પણ સ્વામી અને સ્ત્રીના સંબંધની પવિત્રતા એક વિચિત્ર. સ્ત્રી એક અર્ધાંગના, શરીરનું અર્ધું અંગ વિચાર રૂપી દોલત સંઘરવાની પ્રેમ રૂપી અમુલ્ય સામગ્રી, સયત્ને સાચવી રાખવાની એક સજીવન તિજોરી; પ્રેમનું પુતળું, વંશની મર્યાદાને પોષણ આપનારી, સ્વામીને સુખે સુખી ને સ્વામીને દુઃખે દુઃખી, સંતાનની શરૂ થતી જીંદગી રૂપી વૃક્ષના મૂળમાં નીતિ રૂપી અમૃત પાણીનું સિંચન કરનારી, સંસાર કાર્યમાં સલાહ આપનારી. હુકમની ઉઠાવનારી, સ્વામીના શરીરની સંપુર્ણ સંભાળ રાખનારી, પ્રેમથી ભોજન ખવાડનારી, શયનમાં અપ્સરા તુલ્ય પ્રેમાનંદ આપનારી મનના વિચારને અનુકુળ આવનારી, શાન્ત અને ધીરજવાળી, સ્વર્ગના સુખનો સંસારમાં અનુભવ કરાવનારી, સંસારમાં સ્વર્ગ સમાન સુખ આપી મરવા પછી સ્વર્ગે લઇ જનારી એક દેવી છે.

કમળાનું અંતઃકરણ મોટી શોચનામાં પડેલું હતું. ભવિષ્યનું જીવન કેવી રીતે ગોઠવવું તે સંબંધી અનેક ગોઠવણ કમળા ગોઠવતી હતી.

વૃદ્ધડોસીની વાત સાંભળીને કમળાની ઘણી ખરી શંકાઓ દૂર થઇ હતી; તેણીને ભરોંસો આવ્યો કે, વિવાહ સુત્રમાં બંધાયા છતાં પણ પરસપરના કામમાં વિઘ્ન નહિ લાવતાં પરોપકારનું કામ કરવામાં, સગવડ થઇ શકે છે. પોતાનું સુખ, અને સ્વાર્થ સિદ્ધિ એજ માત્ર વિવાહની મતલબ નથી. બીજી પણ ઉમદા મતલબો અંદર સમજવા લાગી.

કમળા શા માટે હેમંતકુમારને પ્રેમની નજરે જુએ છે? એ પ્રશ્નનો જવાબ દેવાને અમે શક્તિવાન નથી, પણ કોણ જાણે શાથી,

કમળા હેમંતને જોઇને લજ્જાશિલ થાય છે! કોણ જાણે શા કારણથી, હેમંતકુમારની વાતો કમળાને મીઠી મીઠીજ લાગે છે. કોણ જાણે શા કારણથી,હેમંતકુમારની ખ્યાતી સાંભળીકમળાનું અંતઃકરણ આનંદમાં નાચે છે. લક્ષણે કરીને જો વસ્તુના ગુણ અવગુણની પરીક્ષા થતી હોય, તો આ લક્ષણો કોની પિછાણ આપે છે, તેનું સહેજે અનુમાન કરી શકાય છે.

સમજાય છે કે કમળાની પ્રતિજ્ઞા ભંગ થઇ. અનેક તેથી કમળાને દુર્બળ ચરિત્રની કહેશે. પણ શું એ સત્ય? કદી નહિં. હૃદયના આવેગે કર્તવ્યકર્મને તાબે થઇને ઉન્નતીન કામના માટે આપણે કેટલીકવાર સેંકડોસત્કર્મમાં દાખલ થવાનો દ્રઢ નિશ્ચય કરીએ છીએ, પણ સમયના બદલાથી કાળની શિક્ષાના પ્રભાવે, તે નિશ્ચયને ફેરવવો પડે છે. કાલેજ જેને સત્યનો અનુભવ સમજેલા, આજ તે જૂઠું ઠરે છે. કેટલાએક વખત પહેલાં કોઇ સારૂં કામ કરવાનો ઉત્તમ રસ્તો શોધીરાખેલો, આજ તે કરતાં પણશ્રેષ્ટ રસ્તો મળે તો પહેલાને ખોટો ઠરાવી નવો ગ્રહણ કરીએ છીએ. મતનું બદલાવું તે માણસની ઉન્નતીની એક સીડી છે. જ્ઞાનવંત મનુષ્ય માટે મતનું બદલાવું સ્વભાવિક છે.



પ્રકરણ ૬ ઠું

x

ભાઇ સુરેશ,

હું પણ હમણાં "સિઝર" ની પેઠે બોલી શકીશ કે, "હું આવ્યો" "મેં જોયું" અને "હું જીત્યો. જે એક દિવસે ઉજવળ નક્ષત્રની માફક વિશાળ આકાશે બિરાજતો, તે આજ પૃથ્વી તળે

નચ્યો છે, જે કમળા એક દિવસ "વિવાહ કરીશ નહિં" બોલતી હતી, તે આજ મારી સાથે વિવાહ કરવાને કબુલ થઇ છે. માહરા જેવા ગુણહિણ યુવકને એ મહામુલ્ય રત્ન લાભ, માહાવીર સીઝર અથવા આલેકઝાંડરના દિગ વિજય કરતાં વિશેષ ગૌરવનો વિષય છે એમાં કાંઇ સંદેહ નથી.

પ્રેમ શું તે હું અત્યાર સુધી જાણતો નહોતો, હવે સમજ્યો. પ્રેમની શક્તિની હમણાંજ પરીક્ષા કીધી. કવિ લોકોએ કરેલાં પ્રેમિકનાં વર્ણન વાંચી હું હસતો હતો. પ્રેમિક એકવાર હસે છે, એકવાર રૂવે છે, કોઇ વાર આશાએ નાચે છે. કોઇવાર નિરાશાના આવરણે મુકી ભારી રૂદન કરે છે, એ સઘળું હું અસ્વભાવિક સમજતો. પણ તેમાંનું એક બિંદુમાત્ર પણ મિથ્યા નથી.

પ્રેમ નિર્જીવને જીવન આપી શકે છે, મુંગાને બોલતો બનાવે છે, ને કાયરને સાહસી કરી શકે છે. કવિ ગુરૂ શેકસપીયરે જે પ્રેમિકને દિવાના સાથે સરખાવ્યો છે, તે મેં મારા અનુભવ ઉપરથીજ અનુભવ્યું છે. એ દિવસની વાત મનમાં લાવતાં હમણાં પણ લજ્જા આવે છે. એક દિવસ હું કમળાનાજ વીચારમાં બેઠો હતો, તેનીજ ચીંતા કરતો હતો એટલામાં સન્મુખે કમળા ! જોતાં જોતાંમાં હું મોહિત થયો, ભય છોડી દીધો, લાજને દુર કરી. શ્વાસભર્યા હૃદયે મેં કમળાને કહ્યું, "મને પાપીષ્ટ બોલવું હોય તો બોલ, પાખડી કહેવો હોય તો કહે નિર્લજ સમજતી હો તો સમજ, જે કહેવું હોય તે ભલે કહે; આ કપટી અંતઃકરણથી તને કહું છું કે તારા સિવાય આ હૃદનને સાચવનાર બીજું હૃદય આસંસારે હું જોતો નથી, સાંભળ કમળા સાંભળ, ગુસ્સો કરીશ નહિ. નાનપણથી હું નારી જાતી ઉપર શ્રધ્ધા રાખ્યા કરૂ છું.

બાળ ઉમરથી વિશ્વાસ બેઠો છે કે, આ શોક, દુઃખમય સંસારે, રમણી એ શાંતીનું સ્થળછે; કરૂણુ અને કર્કશ પૃથ્વીમાં રમણીજ કરૂણાનો સાગર છે. રમણી, વગર દુઃખે પીડાતાને શાંતી કોણુ દઇ શકે ? રમણી સિવાય, શોક તાપે પીડાતાદુખીને કોણુ ધીરજ આપી શકે ? રમણી વગર સ્વાર્થ ત્યાગી કોણ થઇ શકે ? હું પણુ તારી માફક બાળ ઉમ્મરથી પરદુઃખે રડું છું; રોગે, શોકે પીડાતા માણુસનાં આંસુ જોઇને, અશ્રુજળ કહાડું છુ. સ્કુલનું શિક્ષણુ પૂરૂ થતાં, અનેક માણુસે જૂદા જૂદા ધંધાતરફ મારૂં ધ્યાન ખેંચ્યું, અનેકે, જશ, માન, ધન, અને આબરૂ મેળવવાના રસ્તા બતાવ્યા, પણુ મેં કોઇની વાત નહિં સાંભળીને વૈદક શિક્ષણુ પસંદ કીધું. ફકત એટલીજ મતલબ કે અનાથ પીડાતાં માણુસોની સેવા કરીશ. અને ઇશ્વરની મહેરબાનીથી તે મતલબમાં હું કેટલેક દરજ્જે સફળ થયો છું; એક મતલબનો હમણાં પણુ ઉમેદવાર છઉં, તે તને કહેવું પડે તેમ નથી, એવી એક સંગીણીની જરૂર છે કે જે મારા સુખ દુઃખમાં ભાગ લઇ મને સહાય કરી શકે. અનેક દેશ ફર્યો છું, બહુ રમણી જોઇ છે, પણુ એટલા દિવસ કોઇ પણુ યોગ્ય રમણી મેં જોઇ નથી. એટલા દિવસ જે નહિં જોયેલ, તે અહિં આવી જોયું છે. વાસ્તવીકજ કમળા, તું રમણી રત્ને મહા મુલ્ય રત્ન છે, તું દેવકન્યા, આ પૃથ્વીની નથી; તેથીજ ભય લાગે છે કે તું મારા આ પ્રેમને તુચ્છ સમજી મારી માગણીનો સ્વિકાર કરશે નહિં.

" હું તારા લાયક નથી, એમાં તો કાંઇ સંદેહ નથી; પણુ જો વિનતીની રક્ષા કર, તો એ લાયકાત મેળવવાની કોશીશ તે શિખીશ. જો તું પૈસા લેવા ચાહતી હો, તો તે મારી પાસે નથી, જશ ચાહતી હોતો તે પણુ મારાથી નહિં બને. પણુ જો પરોપકારજ નિત વિમળ

આનંદ ભોગવવા ચાહે, અથવા સદમાર્ગે રહી જીવન ગુજારવા ચાહે, તો આવ કમળા મહારાથી થા.”

એટલી વાત કરી હું ચાલ્યો ગયો, અને કમળા પણ ગઇ. સાંજના ઘરમાં અવી હરિહયાળ શેઠને એક ચિઠી લખી કે, કમળા સાથે મારા વિવાહ થઇ શકે એમ છે ? એ બાબત મહેરબાની કરી મને જણાવશો. બીજે દિવસે ચિઠી લખી શેઠે મને મળવા બોલાવ્યો.

“ હું કાંપતો કાંપતો શેઠ પાસે ગયો. મને સારા આદરભાવથી શેઠે પોતાની પાસે બેસાડયો, અને કેટલોક ઉપદેશ આપવા લાગ્યા. પૈસાનો વ્યવહાર કેવી રીતે કરવો જોઇએ, સંસારમાં નિર્વાહ કેવી રીતે ચલાવવો જોઇએ, કરકસર કરવા માટે કેવા કેવા ગુણની જરૂર જોઇએ, એ સઘળી બાબત વીશે કેટલીક મુદત સુધી ઉપદેશ આપ્યો. ત્યાર પછી શેઠે કહ્યું, તમારી સાથે કમળાનો વિવાહ કરવાની મારી ખુશીછે, અને કમળા તેમાં રાજીછે, પણ કમળા કહે છેકે જ્યાં સુધી લલીત ઘરેઆવે ત્યાંસુધી ધિરજ રાખવી એ મારીએક માગણી છે, તે તમારે મહેરબાની કરી કબુલ રાખવી પડશે. કમળા મારી આંધળાની આધાર રૂપ, નેત્રનું તેજ અને પ્રાણનો વાયુ છે, કમળા વગર એક ક્ષણ પણ જીવી શકીશ નહિં. જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી કમળાને મારાથી જુદી પાડશો નહિં. બુઢો મરવા બાદ મરજી ચાહો તે કરજો; એટલું બોલતાં બોલતાં વૃદ્ધનો આંખમાં પાણી આવી ગયાં.

“ મેં તેમની માગણી કબુલ રાખી, અને વિવાહ એક પ્રકારે મુકરર થયો. ”

“ હવે તમે મને સુખી કહી શકો. ”

લી. તમારો હેમંતકુમાર.

# વીભાગ ૭ મો.

---

પ્રકરણ ૧ લું

ગોદાવરીના કિનારે એક નાહાની એવી ઝુપડી છે. એક રમણી, ઝુપડીના બારણામાં બેઠી બેઠી ગોદાવરી તરફ સ્થિર દ્રષ્ટીથી જોઇ રહી છે. એ ઠેકાણાંનો દેખાવ શાંતીમય અને ગંભીર હતો. મોં પાસેજ ખળખળ અવાજે વહેતી ગોદાવરી, અને આજુબાજુ વિશાળ જંગલ હતું. કોઇ કોઇ જગાએ મોટાં મોટાં વડનાં ઝાડો, લાંબી લાંબી વડવાઇઓથી ઘેરાઇ જઇને તપ કરતા યોગીના જેવો દેખાવ આપી રહ્યાં છે. કોઇ કોઇ સ્થળે તાડનાં વૃક્ષો આકાશ સાથે વાતો કરી રહ્યાં છે, અને કોઇ જગ્યાએ એકાદ બે ભાંગી ગયેલા મંદીરની દિવાલોની ઇંટોના ઢગલા પડેલા છે, એ મનુષ્ય વગરના સ્થાને ગોદાવરીના કીનારે એક રમણી ભગવાં વસ્ત્ર પહેરી બેઠી છે. માથાપર મોટા વાળ, મોં શાંતીએ ભરેલું, અને લલાટ ઉપર જાણે સ્વર્ગીય પ્રકાશ ચળકી રહેલો છે. ચારે બાજુએ દેખાતા ગંભીર સ્થાનની વચ્ચે રમણી જાણે શાંતીની મુર્તિ બની બેઠેલી છે. સંસારની ચિંતા હવે તેણી તરફ જવા હિંમત કરી શકતી નથી. સંસારની હિંસા, દ્વેષ અને ક્રોધ, એ સ્વર્ગીય મુખ મંડળનો પ્રકાશ હવે ઝાંખો પાડી શકતાં નથી. રમણી એ સઘળાથી બળવત્તર!

એ રમણી કોણ, તેની વાંચનારને ઓળખાણ આપવાની હવે જરૂર રહી નથી. એ નવીના યોગીની આપણી પ્રેમકુમારી! તે સા કોઇ વાંચનાર જાણે છે. પ્રેમકુમારી અને તેનો બાપ બેઉ આ

નિર્જન સ્થાને રહેતાં. અનેક સમય સન્યાસી બાહાર ચાલ્યા જતા ને પ્રેમકુમારી એકલી તે જંગલમાં રહેતી. આસપાસનાં નાહનાં નાહનાં, ગામોની સ્ત્રીઓ, એ સન્યાસીણીને જોવા આવતી; અને ફળફુલ, દુધ, વગેરે જેવી જેની શક્તિ તે પ્રમાણે આહાર યોગ્ય સામગ્રી સન્યાસીણીને આપતી. સન્યાસીણી તેથી દિવસ નિર્ગમન કરતી.

સંધ્યાનો સમય થયો, પાડોશના ગામોની સ્ત્રીઓ સૌ ચાલી ગઇ. એક સ્ત્રી ઝુંપડીના પછવાડેથી પ્રેમકુમારી પાસે આવીને બોલી, ઠાકુરાણી બેઠાં છો કે? “ પ્રેમકુમારી મોં ફેરવી બોલી ” હાજી,

તે સ્ત્રી પ્રેમકુમારીની પાસેજ નહિં બેસતાં જરા દૂર બેઠી હતી.

પ્રેમકુમારી—તમારૂં નામ શું ? હું તો ભૂલી ગઇ !

ઉત્તર—મારૂં નામ “ નીશી ” ઠાકુરાણી, તમારી સ્મરણ શક્તિ . અનેક વાર મેં મારૂં નામ કહેલું છે, પણ તમને તો યાદ નથી.

પ્રેમકુમારી—બરાબર છે. મારી સ્મરણ શક્તિ નબળી છે.

નીશી—તમે એટલાં ચિંતાતૂર કેમ રહો છો ?

પ્રેમ—નહિં, ચિંતાતો કાંઇ નથી.

નીશી—ઠાકુરાણી, માહારો અપરાધ લેશો નહિ, એક વાત પૂછવી છે તે પૂછું ?

પ્રેમકુમારી—પૂછોને બેન.

નીશી—તમારી ઉમર કેટલી ?

પ્રેમ—સોળ વરસની.

નીશી—તમારા વિવાહ થયા છે ?

પ્રેમ—નાઃ

નીશી—તમે કોઇના પર અગાઢ પ્રેમ રાખો છો ?

પ્રેમ—શખ્ય, નીશી એ વાતોની અહીં જરૂર નથી. તને મહાભારતમાંથી શ્રી વત્સ રાજાની વાત કહું સાંભળ.

નીશી—ના, વાત કાલે કહેજો; પ્રથમ મને કહો કે પ્રેમ રાખવો ઠીક કે અઠીક ?

પ્રેમ—પ્રેમ ભલો, વળી એમાં શું શક ?

નીશી—ત્યારે તેમાં એવડું અસુખ કેમ !

પ્રેમ—નિર્મળ પ્રેમથી કાંઇ અસુખ નથી. આજે સ્વાદિષ્ટ પાણી જો, માણુસને કેટલું ઉપકારી છે, પણ તેનો ઉલટો વ્યવહાર કરવાથી વિખ તુલ્ય ફળ ઉપજે છે. તેથી શું પાણી ખરાબ કહેવાશે ?

નીશી—ના. ત્યારે પ્રેમ વિકૃત થવાથી અસુખ ઉત્પન્ન થાય છે.

પ્રેમ—વાસ્તવિક વાત હિંસા, દ્વેષ, કલહ, મનોવેદના એ સઘળા વિકૃત પ્રેમનાંજ ફળ છે. પ્રકૃત પ્રેમ તો મનુષ્યને દેવતા બનાવે છે.

નીશી—કેવી રીતે વારૂ ?

પ્રેમ—એકજ જણુના ઉપર જે પ્રેમ રાખી શકે તેનું હૃદય એટલું ઉચ્ચ થાય કે તે જગતનાં સો પ્રાણીપર પ્રેમિક બને.

નીશી!—હું તો સમજી શકી નહિં.

પ્રેમ—ધારે કે તું એક જણુપર નિર્મળ પ્રેમ રાખે છે. તું પ્રેમ રાખવામાંજ સુખી. તે કદી તારાપર પ્રેમ ન રાખે, તો પણ તારા પ્રેમને હાની થશે નહિં. તે કદી તારીપર અત્યાચાર કરે તો પણ તું તો તેનાપર પ્રેમ રાખશે ને રાખશેજ. એ શું ઓછી સ્વાર્થ ત્યાગની વાત છે? એ પ્રમાણે સ્વાર્થ ત્યાગ કરવાને જેનું હ્રદય ઘડાએલું, તેવું હ્રદય જગતના સર્વ પ્રાણી ઉપર સહેજે પ્રેમ રાખી શકે છે. જેનું એવું હ્રદય તે શું દેવતા નહિ?

નીશી—અવશ્ય દેવતા. ઠકુરાણી આ સઘળું તમે કયાંથી શીખ્યાં?

પ્રેમ—મારા બાપ પાસેથી.

નીશી—ઠાકુરાણી બોલો જોઉં વારૂ શું કરવાથી પ્રેમનો પરાજય કરી શકાય?

પ્રેમ—પ્રેમનો પરાજય થાયજ નહિ. પ્રેમ અગ્ની જેના હ્રદયમાં એકવાર સળગી છે, તે કદિપણ બુઝવાની નથી; કારણ પ્રેમ અનંત.

નીશી—ત્યારે ઉપાય શો?

પ્રેમ—કેમ વારૂ, તેં કોઇના પર પ્રેમ બાંધ્યો છે કે શું?

નીશી—નાના, હું મારી વાત કરતી નથી. પણ જેણે પ્રેમ બાંધ્યો છે તેની વાત કરૂં છું. ઠાકુરણી, પ્રેમ જ્યારે અનંત છે ત્યારે જેનાપર પ્રેમ બાંધ્યો તે વસ્તુ કયારે પણ મળે ખરી કે?

પ્રેમ—અવશ્ય.

બેઉ જણાં ઘડીક શાંત રહ્યાં, એટલામાં આકાશે વરસાદની ગર્જના થવા લાગી.

નીશી—વાહ હે ઠાકુરાણી, ત્યારે શું કોઇ પ્રેમને વાસ્તે ઉદાસી થતું હશે?

પ્રેમ—થાય.

નીશી—તમે શું પ્રેમને માટેજ ઉગતી ઉમ્મરમાં સન્યાસી થયાં છો?

પ્રેમકુમારીએ ઉત્તર આપ્યો નહિં.

નીશી—સમજી ઠાકુરાણી, સમજી. તમે કોઇના પ્રેમનાંજ ભિક્ષાતૂર છો.

નીશી મનમાં કહેવા લાગી. જેના પર પ્રેમ, તેને જોવાની ઇચ્છા થાયજ. શા માટે એવી ઇચ્છા થતી હશે? પ્રેમ કુમારીને કહ્યું "બેન હવે વરસાદ આવવાનો પૂરો ડોળ દેખાય છે હું જઇશ."



પ્રકરણ ૨ જું.

ઓચિંતું મોડું વાવાઝોડું થયું. વરસાદ જોરમાં વરસવા લાગ્યો અને પવનના સખત આંચકાથી જાણે પૃથ્વી કંપવા લાગી; થોડી વારની અંદર મોટાં મોટાં હજારો ઝાડ પવનના જોરે મુળમાંથી ઉખડી પડયાં, અને ગોદાવરી નદીએ ભયાનક દેખાવ આપવા માંડયો. આવી વખતમાં એક રમણી એકલી આ જંગલ પસાર કરે છે. ઘોર અંધકારે રસ્તો સુઝતો નથી. ચારે બાજુએ મોટાં મોટાં ઝાડો પૃથ્વી તળે પડેલાંછે

જેથી રસ્તો કયાં છે તે જણાતું નથી. રમણી ઘણી સાવધાનથી ચાલે છે; દરેક ઘડીએ જાણે મરણ હમણાંજ આવેછે એવી ધારતી હતી. એકદમ વાવાઝોડામાંથી જાણે એક ગભરાટભરી બુમ રમણીના કાને આવી. એકથી વાધારે વાર અવાજ સંભળાયો, અને જાણે કોઇ મહાસંકટમાં પડેલો, જીંદગીની આશાએ બુમ મારતો હોય તેવું સંભળાવા લાગ્યું. રમણી ચિતકાર કરી ઉઠી અને ગોદાવરીના કિનારા તરફ દોડી.પગમાં કેટલા કેટલા કાંટા વાગ્યા, ને દોડતાં દોડતાં રસ્તામાં આડે પડેલાં બે ઝાડમાં અટવાઇને પડી ને માથામાંથી લોહી નિકળવા લાગ્યું, છતાં કોઇ ચિજની દરકાર કર્યા વગર રમણી કીનારા તરફ દોડી સનમુખે ગોદાવરી વિશાળ હસ્તનો પ્રસાર કરી હસતી હસતી રાક્ષસીની માફક વહેછે. વિજળીના પ્રકાશથી રમણી જોઇ શકી કે એક હોડી નદીમાં ડુબતી ડુબતી તીર વેગે જાયછે; અને કિનારાથી આશરે ૬–૭ હાથ દૂર એક પદાર્થ જાણે ડુબતો હોય એમ દેખાય છે. શરીરના અવયવોના ચલન વલનથી રમણીએ જાણ્યું કે તે કોઇ મનુષ્ય છે.

મનુષ્યને જાણીને રમણી એકદમ દોડી, ને દોડતાં સાથેજ ઓળખ્યો; જયારે ઓળખાણ પડી ત્યારે એક દિવાનાની માફક ચિતકાર કરી કૂદી, પહેરવાનું કપડું કહાડી નાંખી કપડાને એક છેડે પથરો બાંધી કપડું પાણીમાં ફેંક્યું, ને પોતે રાત્રી સમયે કપડાનો બીજો છેડો પકડી ઉભી. જેવો કપડાનો એક છેડો પાણીમાં પડયો કે પેલા ડૂબતા મનુષ્યે પકડયો, જયારે બીજો છેડો રમણીના હાથે હતો. તેણી પડી ગયેલા મોટા ઝાડના ડાળી પકડી કપડાને ખેંચવા લાગી. મનુષ્ય જેવો કીનારે આવ્યો કે રમણી ભાગીને ઝાડને પછવાડે જતી રહી.

ધી અમરસીંહજી 'પ્રેસ'
અમદાવાદ



તેણી પડી ગયેલા મોટા ઝાડની ડાળી પકડી કપડાંને ખેંચવા લાગી..

વરસાદ ખૂબ જોરથી વરસતો હતો ને વાવાઝોડાનું સખત જોર હતું. પાણીમાંથી ડૂબતો બચેલો લલીત બહાર આવી પેલી રમણીની નજીક આવવા લાગ્યો. રમણી લજ્જા પામવા લાગી, આખરે દોડીને ગોદાવરીમાં પડી, ને પડતાં બોલી, લલીત, મારા બચાવની આશા રાખીશ નહિં ફોગટ પ્રયત્ન કરીશ નહિં હું મલીના. હવે તું પ્રેમકુમારી પાસે જા, અને હું અખંડ તેજને આધીન થાઉ છું." આટલું સાંભળતાં લલીત ફરીથી નદી ભણી દોડ્યો, પણ મલીના શું હાથ લાગવાની?

પ્રકરણ ૩ જું

કેટલાક દિવસ હવે આવો વેશ રાખવો છે? એક યુવક એક યુવતીને ગંભીર સ્વરે પુછવા લાગ્યો.

ત્યારે પણ થોડો થોડો અંધકાર હતો, પુર્વ તરફ તેજનો ગોળો પ્રકાશિત થયેલો નહોતો. બે ચાર અરધાં જાગેલાં પક્ષીઓ પાસેના ઝાડ ઉપરથી પાંખો તડફડાવી મીઠેસ્વરે અવાજ કરવા લાગ્યાં.

યુવતી યુવકના પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં બોલી, "જો જો કેવો સમય! આ પવીત્ર શાન્ત સમયે યોગી રૂપીઓ બ્રહ્મધ્યાને લાગેલા હોય છે.

લલીત—શું મારા પ્રશ્નનો ઉત્તર આપ્યો?

પ્રેમકુમારી—શું પ્રશ્ન?

લલીત—તાહરો આ વેશ કયારે મૂકી દઈશ?

પ્રેમકુમારી—(જરા હસતી હસતી બોલી) કેમ વારૂ?

લલીત—મારૂં અસુખ ઠીક ટાળે છે. હું હવે રતનપૂર જાઉંછું, તું મારી સાથે આવશે કે નહિ? શું આજ વેશથી આવશે!

પ્રેમકુમારી—આ વેશથી આવું તેમાં ખોટું શું!

લલીત—તુને સંસારમાં ફરી પ્રવેશ તો કરવોજ પડશે, ને આ વેશ તો સંસારનો નથી!

પ્રેમકુમારી—સંસારમાં પ્રવેશ કરવાની હવે ઇચ્છા ઓછી છે. આ સ્થાન છોડતાં મને કષ્ટ પડે તેમ છે.

લલીત—કેમ આ સ્થાન શું એટલું મનોહર?

પ્રેમકુમારી—મારે માટે કહી શકાય. સંસારના કલાહોલ કરતાં આ નિર્જન સ્થાનની જગા મને સારી લાગે છે, જેથી આ સ્થાન છોડી અન્ય સ્થાનની ઇચ્છા થતી નથી.

લલીત—ત્યારે હવે મારી શી દશા? ત્યારે મને એટલો યત્ન કરી બચાવ્યો શા માટે? નહિ, પ્રેમ, નહિ. એમ તો નહિ બને.

પ્રેમકુમારીએ કાંઇ ઉત્તર આપ્યો નહિં

લલીત વળી બોલવા લાગ્યો, "એટલા દિવસમાં, કદાચ આપણો વિવાહ ન થઇ શકવાનું બનતે, પ્રેમકુમારી! પણ જોયું કે માણુસની ઇચ્છા આ સંસારે કાંઇ કામ કરી શક્તિ નથી. કોઇ કુદ્રતી ઇચ્છાના આધારે આ સંસારના દરેક બનાવ જોડાયેલા છે. અને મારા તાહરાં વિવાહ એજ ઇચ્છાના આધારે અનુમોદિત છે, એ વાત તું નાકબુલ કરશે નહિં.

એવામાં "વાહ સખી તું અહિં છે?" એ શબ્દ બેઉના કાને સંભળાયો. પ્રેમકુમારીએ જોયું કે, એક હોડીમાંથી એક સ્ત્રી તેણીને

જુએ છે. તેણી તારાકુમારી હતી.

તારાકુમારી પોતાના સ્વામી સુરેશ ચંદ્રને હોડીમાં બેસાડી પોતે ઝુપડીમાં આવીને પ્રેમકુમારીને ગળે વળગી પડી રોવા લાગી, " બેન તાહરો આ વેશ કેમ ? શું આટલા માટેજ સંસારમાં આવી છે ? આ વેશ પરિત્યાગ કર બેહેન ! " એટલું કહી અલંકાર અને વસ્ત્રની પોતાની પાસે એક પેટી હતી તેમાંથી વસ્ત્રાલંકાર કહાડવા લાગી. પ્રેમકુમારી કહેવા લાગી સાંભળ, તારા, એક વાત તો સાંભળ !

તારા—બોલ જલદી બોલ.

પ્રેમ—જ્યારે મારા વિવાહ થાય ત્યારે આ સો કરજે, હમણાં નહિ.

તારા—શું તારા વિવાહ હજુ થયા નથી ?

પ્રેમ—ના.

તારા—આજેજ વિવાહ કરીશ. પાસેના ગામમાંથી એક પુરોહિત મળશે નહિં ?

પ્રેમ—શું વિલંબ કરવો તને ઠીક નથી લાગતો ?

તારા—શુભ કર્મમાં વિલંબ શા માટે ? હું આ લલિતનેજ એક બ્રાહ્મણ બોલાવવા મોકલીશ.

પ્રેમ—સાંભળ બહેન, આજ મારા પિતા અહિં નથી, ઘણું કરી તેઓ કાલે આવશે; પછી તું કહીશ તેમ કરીશું.

વાજબી ઉત્તરથી તારા શાંત થઇને બીજા દિવસ ઉપર વીવાહનું રાખ્યું.

પછી તારા બોલી, " આજ તારા ઘરમાં અમે મેમાન, સમજી બેન ? અતિથિ સેવા કર. "

ઝુપડીમાં કેટલાક આંબા, મોટા ચાવલ અને તેલ હતું. આજુબાજુના મેદાનમાંથી ભાજી વીણી લાવીને રાંધવાનું શરૂ કીધું. જમણુ તૈયાર થતાં લલીત અને સુરેશને તારાકુમારીએ જમણુ આપ્યું, ને પછી એ સખીઓ જમી.



પ્રકરણ ૪ થું.

x

આજ સન્યાસીણીના વિવાહ એ નિર્જન સ્થાન પણ આજ લોકોએ પરીપુર્ણ. કોઇએ ફુલના હાર બનાવી કોટડીને શણગારેલી છે. પાસેના ગામની અનેક સ્ત્રી સન્યાસીણીના વિવાહ જોવા આવેલ છે પ્રેમકુમારીનું મોં આજપણ ઉદાસ છે. આજ આનંદના દિવસે પણ પ્રેમકુમારીનું મોં ઉદાસ છે. આજ સુખના દિવસે પણ પ્રેમકુમારીના પ્રાણુમાં સુખ નથી. એક પછી એક એમ અનેક ચિંતાઓ પ્રેમકુમારીના દીલમાં ઉત્પન્ન થવા લાગી. આવા શુભ પ્રસગે શા માટે પ્રેમકુમારી આટલી ઉદાસ ! આજ પોતાની મા, વનદેવી સાંભરી આવી છે. વનદેવી આ વખતે હયાત હોત તો તેણીના દિલમાં કેટલો આનંદ થતે ?

સખી તારાકુમારીએ હવે પ્રેમકુમારીનાં ગેરૂથી રંગેલાં ભગવાં કપડાં દૂર કરવા માંડયાં, સન્યાસીણી અવસ્થામાંથી સંસારી અવસ્થામાં ચલાવવા લાગી. પ્રેમકુમારી બોલી " બહેન ગમે તેમ હો પણ આ વસ્ત્રનો પરિત્યાગ કરતાં મને કાંઇક ધારતી લાગતી હોય એવું લાગે

છે." તારા કુમારીએ આ વાત સાંભળી નહિં. એવામાં તેણીનો પીતા આવ્યો અને બોલ્યો, શું કહોછો મા?

પ્રેમકુમારી—પિતા આ સન્યાસીણીનો વેશ છોડી હવને સંસારી વેશમાં દાખલ થવાને ભય લાગે છે. હવે મને સંસારનો વિશ્વાસ પડતો નથી.

સન્યાસી—ભય શાનો મા? એ રાજ્યે ભય નહિં. એ રાજ્યનો રાજા સ્વયં ઇશ્વર છે. જેની મહેરબાનીથી એક કીડીને પણ ઇજા થતી નથી. સામાન્ય રજકણથી માંડીને આખું બ્રહ્માંડ જેના નિયમને તાબે છે, તે શું તારી રક્ષા નહિં કરે? તે શું તને પથરા સાથે અફળાવશે? મા, આનું નામ શું. વિશ્વાસ? ભય કરીશમાં મા! અવિશ્વાસ કરીશમાં. ભયજ માણસના અધર્મનું કારણ છે. ફરીથી સંસારમાં પ્રવેશ કર, મા! સંસાર ધર્મ પ્રધાન ધર્મ છે. કેટલાક જણુ આ સંસારે શોક દુઃખથી પીડાઇને રડે છે, તેમને તું ધીરજ આપજે; કેટલાએક ભયમાં અથવા અવિશ્વાસમાં પડી ધર્મને ભયાનક મૂર્તિ સમજે છે, તેમને વિશ્વાસ પૂર્વકની અભય વાણી સંભળાવજે; જાઓ, મા! આ સંસારને પ્રકાશિત કરો. સંસાર ક્ષેત્રમાં સ્ત્રીની શક્તિ અગાઢ છે; સ્ત્રી ઇચ્છા કરે તો સંસારને સ્વર્ગ કરી શકે છે." એટલું બોલી પ્રેમકુમારીને વસ્ત્રાલંકાર પહેરાવી લલીતચંદ્રને બોલાવી સન્યાશીએ કન્યાદાન આપતાં લલીતચંદ્રને કહ્યું;—

"લલીત, આજ મેં પ્રેમકુમારીને તારા હાથમાં આપી છે. જોજે લલીત, એને જેમ બને તેમ સુખી કરવાની ચેષ્ટા કરજે; એ અભાગીણીએ બહુ દુઃખ વેઠયાં છે. પ્રેમકુમારી તને હવે વધારે

શું કહું ? તને મેં જે શિક્ષણ આપ્યું છે તેનો અવળો ઉપયોગ ના થાય. કાયમના વાકયે સ્વામીની સેવા કરજે. હું કેટલાક દિવસના માટે તમારી રજા લઇ વિદેશ ભ્રમણ કરીશ. આજ હું નિશ્ચિંત થયો " પ્રેમકુમારી, આજ તારી સ્વર્ગવાસી જનનીનું શેષ વચન મેં પાળ્યું છે.



## પ્રકરણ ૫ મું

રતનપુર ગામમાં આજે આનંદ આનંદ થઇ રહ્યો છે, લલીત પ્રેમકુમારીને લઇ ઘરમાં આવ્યો છે; આજ કમળાનાં લગ્ન છે તેથી વૃદ્ધ, બાળક, સૌના મનમાં આનંદ છે. લલીત અને કમળા પોતાના સદ્દગુણે કરીને આખા ગામને અત્યંત પ્યારાં હતાં. લલીત અને પ્રેમકુમારીએ આવીને વૃદ્ધ હરિદયાળને પ્રણામ કીધા. લલીતને જોઇને શેઠ બહુ ખુશી થયા, અને પ્રેમકુમારીને જોઇને શેઠના દિલમાં આનંદ આનંદ વ્યાપી ગયો. " આવ બેટા પ્રેમકુમારી, કુળવાન માવીત્રના સંતાને મારા વૃધ્ધપણુમાં મારા અંધારા ઘરમાં પ્રકાશ કીધો. પ્યારા સંતાનો, ઇશ્વર તમોને ચિરંજીવી રાખે. બેટા લલીત, આ જગતમાં તું મારા આંધળાની એકની એક આંખ, માહરી વૃધ્ધાવસ્થામાં પકડવાનો દંડ, મને મૂકી ચાલ્યો ગયો તેથી મારા જીવને બહુ પરીતાપ થતો હતો. બેટા,— નાણું આ સંસારમાં એવી ચીજ છે કે તેનાથી મનુષ્ય સર્વ સામગ્રી પૂરી પાડી શકે છે. ઇજ્જતવાન માણસની ઇજ્જત, ભકિતવાનની ભકિત, દયા વાળાની દયા, ડાહયાનું ડહાપણ, વિદ્વાનની વિધા, ભલાની ભલાઇ, જ્ઞાનીનું જ્ઞાન, સખીની સખાવત, ગુણવાનના

ગુણ; એ સઘળું નાણાંમાંજ સમાયેલું છે. જેની પાસે નાણું નહિં તે આ સંસારમાં જીવતે મુવા જેવો છે. નિર્ધનનો અવતાર આ સંસારે સામાન્ય પશુ જેવો છે. હું તો હવે વૃદ્ધ થયો છું, બહુ દિવસ મને આ સંસારમાં કહાડવા નથી; પણ બેટા, કોઇ રીતે એવાં આચરણમાં નહિં ઉતરતો કે જેથી સંચિત કરેલાં નાણાંનો નાશ થાય; હું જે કાંઇ કહું છું તેમાં ફકત તાહારૂંજ સુખ સમાયેલું છે. શ્રિમંત લોભી હોય તેનાથી નિર્ધન સખી કરતા આ સંસારમાં સારાં કામો કરી શકાય છે; તે સઘળું તને અનુભવ શિખવશે. શહેરની શાળા કરતાં સંસારની વિદ્યાલયમાંથી બહુ બહુ શિખવાનું છે, તે તું ખંતથી શિખજે. „

એટલું કહેતાં વૃદ્ધ હરિદયાળની આંખમાં પાણી આવી ગયાં.

હેમંતકુમારને બોલાવી હરિદયાળ શેઠે પોતાની પુત્રી કમળાનું કન્યાદાન આપ્યું ને બોલ્યા.—

"હેમંત કુમાર, તમો વિદ્વાન છો એટલે કહેવું પડે તેમજ નથી, તો પણ હું કહેવા યોગ્ય છું આ માહરી પુત્રી આજથી તમોને સમર્પણ કીધી છે. હવે તે માહારી પુત્રી મટીને તમારી અર્ધાંગના થઇ છે. એના તન મનનુ રક્ષણ તમારેજ કરવાનું છે. પરણ્યા પહેલાં સંસારના શિક્ષણનો સારો અનુભવ લેવો પડે છે તે તમો લઇ ચુકયા હશો, એટલે માહરે વધારે કહેવાનું નથી. મનુષ્ય જીંદગી ક્ષણ ભંગુર છે તેમાં પરોપકારી વૃત્તિથી, સલાહ સંપે રહેવાનું માણસોએ પહેલેજ સમજવું જોઇએ છીએ."

" બહેન કમળા, તું ડાહી છે, તને જેજે કહેવાનું હતું તે હું કહી ગયો છું. તને જેના હાથમાં આપું છું તે તારા તન અને મનનો

આ કાળ ને પરકાળે પતિ છે. બહેન, તારી આંખો ઇશ્વરે તારા તન, મનના સ્વામીનું હિત જોવાનેજ સરજેલી છે. આ સંસારે જીવતી રહે ત્યાં સુધી ને મરવા બાદ સ્વર્ગે, તારી સર્વ સામગ્રી તાહરા સ્વામિમાંજ છે, એમ સમજવું. બેટા, વધુ શું કહું ! એજ, તાહરો પૂજ્ય, એજ તાહરો દેવ, અને હું તો એટલે સુધી કહીશ કે એજ તારો ઇશ્વર છે. આ સંસારે કાંઇ પણ કામ, કાંઇ પણ વર્તણુંક કે કાંઇ પણ વિચાર તહારે એનાથી છાનો રાખવાનો નથી. કોઇ પણ જાતનો વિચાર તારા મનમાં ઉત્પન્ન થઇ તારા સ્વામિના હુકમની વિરૂદ્ધ વર્તવા તને ઉશ્કેરે, તેવા વિચારને મૂળમાંથી બાળી નાખતાં શિખજે. સંસારમાં તાહરે એનાજ વિચારોને પછવાડે ચાલવાનું છે, એટલુંજ નહિં પણ સ્વર્ગને રસ્તે તાહરે એનીજ આંગળી પકડવાની છે, જે નારી સ્વામીના વિચારોથી ઉલટી ચાલે; તે, નારી કુખમ જન્મેલી કોઇ રાક્ષસણી છે. એવી કુલટાના પડછાયામાં આવીશ નહિ, સ્વામીની મરજી વિરૂદ્ધ વર્તણુંક ચલાવનારી ચંડાલણ છે. એ ચંડાલણનો કોઇ કાળે મોક્ષ નથી. ક્રોધ ઉપર હમેશાં સંયમ રાખજે. સ્વામી સેવામાં ખલેલ પહોંચાડનારા અવગુણોમાં ક્રોધ, પ્રધાન દુર્ગુણ છે. તેં સારા માત પીતાને ત્યાં જન્મ લીધો છે. માતા પિતાને ચિતામાંથી અવશેષ રહેલાં હાડકાંને પણ સુસંતાનો પવિત્ર કરે છે. બેટા, જોજે હો, આ સંસાર બહુ ભયંકર અને તોફાની સમુદ્ર છે, તેમાં વગર અનુભવનો કપતાન જરૂર જહાજને ખરાબે અફળાવે છે. તું ધ્યાન રાખજે બેટા, કોઇ પણ રસ્તે તારી વર્તણુંક એવી ન થાય કે જેથી આ વૃદ્ધની ચિતાની રાખ અપવિત્ર થાય ! એટલાથીજ સમજી લેજે બહેન. ”

પ્રકરણ ૯ મું.

+

લલીત અને પ્રેમકુમારીના વિવાહ પછી મુંબઇમાં ગુરૂદયાળ શેઠના સસરા મોટી મીલકત મૂકી મરણ પામ્યા; તેથી તે સઘળી મિલકત લલીતને મળી. તેઓ કેટલાક દીવસ મુંબઇમાં રહેતા, તો કેટલાક દીવસ રતનપૂરમાં રહેતા. વૃદ્ધ હરી દયાળ શેઠ પણ મરતી વખતે ૨ ) લાખ રૂપીયા કમળાને આપવાનું વીલ કરી ગયેલા હતા.

હરીદયાળના મરી જવા પછી કેટલાક દીવસે લલીત અને પ્રેમકુમારી, રતનપૂરમાં આવ્યાં. એક દીવસે લલીત પલંગ ઉપર સૂતેલો છે, પ્રેમકુમારી પંખો લઇ પવન નાંખે છે, તે વેળા કમળ ત્યાં આવી, કમળાને આવતી જોઇ લલીત બેઠો થયો ને બોલ્યો " આવો બહેન આવો. "

કમળા બોલી " ભાઇ તને એક વાત કહેવી છે. બાપાએ વીલ કરી જે ૨ ) લાખ રૂપીયા મને આપ્યા છે, તે રૂપીયા માહરા નથી પણ તાહરા છે માટે સવારના તે તાહરે મંગાવી લેવા. "

લલીત—કેમ બેન, મારા ઉપર પણ ઇશ્વરની કૃપા છે.

કમળા—તે ભલે ભાઇ, પણ એ તો તાહારાજ છે. તું માહારે જોઇતી જરૂર પૂરી પાડવા ક્યારે અભાવ કર છે કે મને નાણાંની જરૂર પડે.

લલીત—વારૂ બહેન ! તે રા. મહારા, પણ તું જ્યારે મારી આપેલી ઘણી વસ્તુ સાચવી રાખે છે, તો આ પણ સાચવી રાખ.

કમળા—વારૂ ભાઇ. જેવી મરજી; પણ એટલાં નાણાંનું આપણે શું કરીશું ?

લલીત—બ્હેન, એ વાત મને પૂછવી નહીં. નાણાંનો સદવ્યવહાર તું જેવો કરી જાણે છે, તેવો હું કરી શકીશ નહીં. તું જાણે છે કે રતનપુરમાં ઓષધશાળા નથી; મારૂં તો એમ ધ્યાન પહોંચે છે કે એક ઉત્તમ દવાખાનું બંધાવ.

કમળા—તેતો મેં વીચાર કીધો છે.

લલીત—એક ધર્મશાળા બંધાવ.

કમળા—તે પણ વીચાર કીધો છે.

લલીત—ગરીબ લોકોમાં જ્ઞાનનો ફેલાવો કરવા માટે એક નિશાળ બંધાવ.

કમળા—તે પણ કરીશ.

લલીત—ત્યારે બેન તને એટલા રૂ. ની જરૂર પડશેજ. ધારૂં છું કે બીજા પણ જોઇશે. વધારે જે જોઇશે તે હું આપીશ.

એટલું થવા બાદ હેમંતકુમાર આવ્યો એટલે પ્રેમકુમારી અને કમળા ત્યાંથી ચાલી ગઇ.

કમળાએ જે ધાર્યું હતું તે સંપુર્ણ કીધું. દવાખાનું તૈયારકરાવી તેનું નામ "અનાથાશ્રમ" રાખ્યું. કેટલાંક અનાથ સ્ત્રી પુરૂષો રોગથી પીડાતાં તેનો આશ્રય લેવા લાગ્યાં. કમળા વારંવાર તેની સ્થીતી જોવા આવતી. તેમને દવા આપવાનું કામ હેમંતકુમાર પર હતું. કમળા કોઇ વખત એક દરદીની પથારી પાસે જઇ ત્યાંથી બીજાની પથારી પાસે જાય છે, તેમને ઘણી ધીરજ આપે છે, કેટલાકને પોતાના હાથે પવન નાખે છે, અને કેટલાકને દવા પાવાનું પણ પોતેજ કરે છે, આહા ? એ દ્રવ્ય કેવો ચમત્કાર ! જે જોતાં તે બોલતા કે

કમળા દેવકન્યા માનવીનો વેશ ધારી પૃથ્વીપર આવેલ છે. કમળાને જોતાંજ, રોગીનું અરધું દુઃખતો દૂર થતું. કમળાનું મધુર સ્નેહ ભરેલું મુખ જોવાને અનેક રોગી ઉત્સુક બનીને રસ્તામાં ઉભા રહેતા.

ધર્મશાળા સ્થાપી તેમાં મુસાફરને એક વખત ખાવાનું આપવાનો ઠરાવ કીધો. નિશાળ સ્થાપન થવાથી ખેડુત વગેરેનાં બાળકો વિદ્યા શીક્ષણ કરવા લાગ્યાં.

એક દીવસે પ્રાતઃકાળે હરીદયાળ શેઠનું ઘર હજારો લોકોએ ઘેરાયલું છે. આજ શેઠનો મરણ દીવસ હતો. તેથી ગરીબ લોકોને ખાવાનું હતું; માટે ઘણા લોકો એકઠા થયા હતા. કમળા એક જગ્યાએ બેઠી બેઠી ગરીબોને ચાવલ. અને કપડાં આપતી હતી. કેટલીએક લુલી લંગડી, અંધ સ્ત્રીઓ આવીને કમળાની સન્મુખે ઉભેલી હતી. કમળાએ દરેકને યથાશક્તિ આપીને વીદાય કીધી. હજારો માણસોમાં ગર્જના ઉઠી રહી. "જય થાઓ પ્રેમી માતાની" એવામાં એક અવાજ આવ્યો કે મા, એક અખંડ વ્યાધીવાળા સ્ત્રી આવી છે," કમળાએ તરત તેણીને દવાશાળામાં મોકલાવી દીધી.

---

## પ્રકરણ ૭ મું.

દવાશાળામાં એક નહાના પલંગપર એક પીડાતી બાળા આજે ઉંઘેલી છે. તેની પાસ એક બીજી રમણી વિના શબ્દે બેઠેલી છે. લેમ્પમાં સુંદર પ્રકાશિત બત્તી બળે છે; અને કમળા પેલી દુઃખી સુતેલી સ્ત્રીના મોં સામું નિહાળી ઉભેલી છે. એક દિવસ આ મુખડું કેવું સુંદર

હશે ? આ વખતે દુઃખની પીડાએ બીચારીની કંગાલ સ્થિતી' છે. એવામાં તે સુતેલી જાગી ઉઠી. કમળાના મોં સામુ થોડી વાર જોઇને બોલી " શું જોઉં મા, એકવાર ફરી બતાવો " કમળા બોલી " શું જોવા ચાહો છો બ્હેન ? "

રમણીએ કહ્યું " આટલા દિવસ જેને જોવા માટેજ મરી નહિ" તેને એકવાર બતાવોને ! તમારે પગે લાગું મા, એક વાર બતાવો. એટલામાં હેમંતકુમાર આવ્યા. દરદીને બહુવાર જોઇ બોલ્યા આની જીવવાની આશા હવે રાખી શકાતી નથી. વારૂ દવાતો આપો !" કમળાએ એકવાર ફરી દવા આપી. પેલી પાછી શુધ્ધીમાં આવી, હેમતકુમારને જોઇ માથા ઉપરથી ખસી ગએલું કપડું ઠીક કીધું. રમણીએ કમળાને કહ્યું "બેન, એક કામ કરો તો જીવ ટકે. કરશો મા ! એ આખરની માગણી કબુલ રાખશો ? હવે મારે લજ્જાનું કામ નથી. હું અહીં ફકત તમારા ભાઇને જોવા માટેજ આવી છું. એક વાર બતાવશો ? કમળા બોલી " બહુ સારૂં બ્હેન," ભાઇને બોલાવી કહ્યું, " જૂઓ બ્હેન, ભાઇ આવેલા છે. "

મલીના—ના ના, બ્હેન, તેમ નહિ, હું તેમને જોઇ શકુ પણ તેઓ મને જોવા ન પામે. અરેરે, આ હાલત ! આ હાલતે હું તેમને શી રીતે જોઇ શકું ? તેમનું દયાનું શરીર મારી આ સ્થિતી જોઇ સંકટમાં પડશે !"

એટલામાં મલીના બેભાન થઇ ગઇ અને ઉંચે સ્વરે બોલવા લાગી:—

" બતાવોને બહેન, ભુલી ગઇ છું. તમારે પાયે પડું, તમે ગમે તે લ્યો પણ એક વાર બતાવો !

કમળા લલિતને ફરી બોલાવી લાવી, તે સાથે પ્રેમકુમારી પણ આવી પ્રથમ તો બીજાં રોગીને જોવા લાગ્યાં ને પછી મલિના પાસે આવ્યાં. કમળાએ મલિનાના સમજાવ્યા પ્રમાણે કાંઇપણ હકીકત લલિતને કહી નહીં. મલિના એક દ્રષ્ટીથી લલીત અને પ્રેમકુમારીને જોવા લાગી. રોગીની આવી હાલત જોઇ પ્રેમકુમારીની આંખમાં પાણી આવી ગયાં. મલિનાએ બહુ બહુ વાર લલિત અને પ્રેમકુમારીને જોયાં.

તેઓ ત્યાંથી ચાલ્યાં ગયાં, પછી મલિના ધીરે ધીરે બોલી:—

બહેન પરમેશ્વરની શું દયા! મારા જેવી દુખીણીની ઇચ્છા પણ તેણે પુરી!" એટલું બોલતાં આંખે પાણી આવી ગયાં. દુઃખી મલીના પાછી બેભાન થઇ. શરીરના અવયવ આમથી તેમ પછડાવા લાગ્યા. કમળાએ જોયું કે સ્થિતી ભયંકર છે એટલે હેમંતકુમારને બોલાવ્યા. હેમંતકુમારે દવા આપી પણ મલીના બચી નહીં. તેણીની સંસારીક જીંદગીનો અંત આવ્યો! મલીના મર્ણ પામી!!

* * * *

વાંચનાર! નવલકથા પુરી થઇ. સહુ કોઇ સુખી થયાં! લલિત અને પ્રેમકુમારી સુખી થયાં; કમળા અને હેમંતકુમાર સુખી થયાં; તારાકુમારી અને સુરેશચંદ્ર સુખી થયાં. ફક્ત એક જગની આંખ આંસુભરી રાખી. મલિનાને આપણે આ જીવને સુખી જોઇ નહીં. પણ જો સ્વર્ગમાં સુખ હશે, જો પારકાને માટે સ્વાર્થ ત્યાગ કરવાનું ફળ અનંત હશે, તો મલીના વાસ્તે કોઇ વિચાર કરશે નહિ. મલિના સુખી થઇછે, મલીના શાન્તીજ પામી છે!

સમાપ્ત.





તૈયાર છે ! જલદી મંગાવો. તૈયાર છે !

# ધી ટ્રેજેડી ઑફ મોહરમ.

ઉપલા નામનું એક પુસ્તક અંગ્રેજીમાં માંગરોલની ગાદીવાળા પીર મોટામીયાં સાહેબની કસાએલી કલમથી તૈયાર થયું છે જેમાં હઝરત ઈમામ હુસેન રદી૦ ની શહાદતનું એક એવું કરૂણારસિક વર્ણન આપવામાં આવ્યું છે કે જે વાંચવાથી પત્થર જેવું હૃદય પણ પાણી થઇ જાય છે. તે ઉપરાંત તેમાં મહોરમની હકીકત સમજાવવામાં આવી છે. એ પુસ્તક સારા ગ્લેઝ કાગળ ઉપર અંગ્રેજીમાં મોટા સુંદર ટાઇપથી તૈયાર છે. કીંમત પાકું સોનેરી પુસ્તક રૂ. ૦-૧૨-૦ અને કાચું રફ કાગળ રૂ. ૦-૮-૦

"પોલીટીકલ ભોમીઓ"

ઠે. લાલ દરવાજા—અમદાવાદ.





# કુદરતની કારીગીરી

વહેલો તે પહેલો

ખાસ વાંચવા લાયક પુ-
સ્તક છે. આવાં પુસ્તકો
ગુજરાતી સાહિત્યમાં
અગ્રપદ ભોગવે છે.

કીંમત દોઢ રૂપીઓ.

લખો:—

મેનેજર. પોલિટિકલ ભોમીઓ.

લાલદરવાજા—અમદાવાદ